આવી તરેહના શણગાર સજી પોતે મહા તેજસ્વી કામરૂપ જેવો બની ઘોડેસ્વાર થઈ લાલાબારોટને ઘેર આવ્યા લાલબારોટ પોતે સુતા છે,તેથી પોતાનો ઘોડો થાંભલે બાંધી પોતે લાલા બારોટના પલંગ આગળ જઈ તેમને જગાડયા ને કહે બારોટ ચાર વાગવાની વખત થઈ હવે મને એ સ્ત્રી દેખાડો બારોટ અફીણી હતા તેથી અમલ પાણી ઉતરી ગયેલાં એટલે મીજાજ ઠેકાણે નહિ હોવાથી કુવરને કહે છે કે હે કુંવર તમે તો મારા માથાના મુકટછો પણ જો બીજો કોઇ હોત ને મને આવી રીતે કાચી ઉંઘમાંથી જગાડયો હોત તો હુ એને મારી નાંખ્યા વગર મુકત નહિ પણ શું કરૂ તમેછો. હવે મને કસુંબો પીવા દો ને પછી હુ તમને હુશિઆર થઇ બતાવું. પછી બારોટ કસુંબો પીને હોકો ભરી બેઠો એટલે કુંવર કહે કે બારોટ મને બતાવો. ત્યારે બારોટ કહે હજુ ચાર વાગ્યા નથી કુંવર કહે હે બારોટ મને બાવાએ કહ્યુ તે ખરી વાત છે કે ખોટી એનુ એવુ રૂપ છે કે નહિ ત્યારે બારોટ સદેવંતને કહે છે કે તને એના રૂપની ખબર છે જો હું તને વરણવી બતાવું એમ કહી સદેવંતને કહે છે.

## કવિત ચાલ લાવણી.

ચીત્ર રૂપ ચીતવનમાં છાજે, ચંપ વરણુ ચીત વન ભારી પુરબ પુન્ય કીએ જેને કોટીક સોપાવે એશી નારી સુડા ચંચસી નાક બનીહે દાંત બને દાડમ કળી જુગ ઝંખા અતી તન કોમળ ચરન બને જેસી વન કદળી, નાજુક પુતળી કમલ છએલી દશ અંગુળી આ સુગરળી ચંદ્રબદન મૃ લોચન જેસી અજબ બની રંભા પુતળી એસી અદા મે સબ જગ મોહયો સુન સુદરપર બલીહારી પુરબ પુન્ય કીજીયેજીતે કોટીક, સો પાવે એસી નારી. ૮૫

બારોટ કહે કે હે રાજા જેણે પુરવ જન્મ કરોડો પુન્ય કરયા હોય તોજ એ નારી મળે નહિ તો મલનાર નહિ એવુ જેનુ બદન કે તું સાંભળ, જેનું નાક સુડા કહેતાં પોપટની ચાંચના જેવું છે ને દાડમની કલીઓ જેવા જેની ઝંઘા કહેતાં સાથળ કેળના થંભ

જેવી છે ને પગ મહા કોમળ વનની કદળી જેવા છે આંગળીઓ તો જાણે મગની ફલીઓ ને નેણુમાં તો મરવે જગ મોહી રહ્યુ છે એવી સ્ત્રી કાંઇ પુરવે જન્મના સરકાર વિના મળે નહિ એવુ સાંભલી સદેવંત કુવર મહા મોહીત થઇ ગયો ને કહે છે બારોટ વળિ એનું બીજુ લક્ષણ બતાવો ત્યારે બારોટ કહે છે.

**કવીત**—મુખ બન્યો મેહેતાબ સરીખો દાંત જડે સબ સોનેરી પુરન પાનસો પેટ કહીજે છાતી બની કાચી કેરી કંઠે કોહીયલા કોયલ જેસો મદનકપને તુજ ઘેરી ચાલચાલે ગજરાજ સરીખી,સો કોન આશક કરતે ફેરી છુટે પસીના ભમર બાસલે લખે લાવ નાગન કલી પુરબ પુન્ય કીયેજી કોઇક સોપાવે એસી નારી.

હે રાજા જેને વળિ એનુ રૂપ કે જેનું મોહેતો મેહેતાબ કહેતાં રાતની વખતે બપોરીઉ છુટે છે તેના જેવિ શોભા આપે છે ને દાંત તે તો સોનાની રેખા જડી છે અને તેની ડોકતો કોહીકબા એટલે મોરના જેવિ છે અને તેનો સ્વાસતો જાણે કોયલના જેવો છે ચાલતો ગજરાજ કહેતાં હાથી જેવિ છે લાંબા વાળતો કાલા નાગણીના જેવા છે અને તેના શરીરનો પરસેવો છુટે છે તેની બાસ લેવાને ભમરા તેની પાછલ આતુર છે અને રાજા તારા જેવા સો આશક ફેરા ખાય છે માટે જો તારા નશીબસમાં હોય તો તને મળે નહિતો મલવી કઠણુ છે સદેવંત કહે કે હે બારોટ એવુ એનુ રૂપ છે બારોટ કહે એ તો શું વળી જો તને કહુ એમ કહી કહે છે.

**કવીત**—મીઠી જુબાંસે જગા ભરમાઇ નેનમે મહીની મારે લટક બતાકે લુટીલીએ જયુ ચમક રહે ગગને તારે જીસ આસક પર નજર દોડાવે,તે ઘડી પલકમે ધરમારે ઉસ મારસે કોઇ બચા નહિ લપટ રહે જગ સસારે હસ મોરકી કપોત કહીએ જયુ કોકલસે કીલકારી પુરબ પુન્ય કીયે જીને કોઇક સો પાવે એસી નારી.

હે રાજા જેની મીઠી જીભે કરી આખો દુનિયા મોહી ગઇ છે અને તેની આખમાંતો જાણે બધી વશીકરણુ વિદ્યા ભરેલી છે,અન

જેના ઉપર નજર કરે તેને પાડગોજ છે, તેની સીસોટી કોયલના જેવી છે હે રાજા પુરવ ભવના સંસ્કાર વિના એ સ્ત્રી મળે નહી. તેમ તેમ રાજા ગહા ગાંડોને ઘેલો થઇ જાય છે અંતે બારોટને કહે છે બારોટ વળી એનુ વરણુન કરો બારોટ કહેછે.

**કવિત**—સોળ સીણુગાર બતરીસ અળંકાર ચોરાસી આસન જાણે બતીસ કળા લક્ષણમે પુરી ગીત પદમનીકી નીશાને કાવજન જોગ જુગતસે કીનો સમજેગો કોઇ ઇસાને; રામ ફીરપા હરી ઇછા હરીબીન, મીલેન એસી દીલજાને; શામ પ્રેમગીર કહે સભામે સુન સુદરપર બલીહારી; પુરબ પુન્ય કીયે જીને કોટીક સો પાવે એસી નારી ૮૮

હે રાજા હરીની ઇચ્છા વીના કે હરી વીના બીજા કોઇને મળવી કઠણ છે માટે તારા નસીબમાં હોતો મળે એવું રૂપ સાંભળતાં સદેવંત રાજા મુરછા ખાઇ પડયો બારોટે આસના વાસના કરી બેઠો કરયો ને કહે છે કે હે રાજા અત્યારથી તમે આમ ભોંયમાં પડો છો તો નજરે જોશો તારે તો શુ થશે રાજા કહે હુ એને નેહશ તારે મારો જીવ ઠેકાણે આવશે માટે બારોટ મને બતાવો એવામાં ચાર વાગવા આયા એટલે બારોટ કહે ચાલો આપણે અગાશી ઉપર જઇએ એમ કહી બારોટ અને રાજા અગાશી ઉપર ચડયો ને શાવળીગાને આવતી જુવે છે તો શાવળીગા નીશાળમાંથી ચાર વાગ્યા એટપે પોતાની સોળસે સાહેલીઓ લેઇ પોતે હંસની ચાલ ચાલતી આવે છે અને તેનુ મુખારવીંદ સુરયના જેવુ પ્રકાશ મારી રહુ છે તેવી તને આવતી જોઇ બારોટ સદેવતને કહેછે

**દોહરો**- શાવળીગા ચાલી નીશાળથીને,વળી ઘર ભણીરે આવંત મજરો કરેરે લાલો કવીરે એતો ગુણ રાગરે ગાવંત ૮૯

**સોહલો**—ગુણ રાગે લીલો ગાવંત, સમજલો મનમે રાજન;

બારોટ કહે હે કુંવર તમે ઉતાવળા જઇગાંધી શેરીએ ઉભા રહો. ત્યાં તમને તે મળશે સદેવંતે વેગળેથી આવતી જોઇ હતી એટલે મનમાં ઘણો મોહીત થઈ રથવાયો રથવાયો ઘોડે બેશી ગાંધી શેરીએ ગયો

**ચોપાઈ**—છેટે થકી કામન. લાગ્યા નેનમે મુજરા;ચલે હંસ ગત ચાલ, ગલે ફુલનકો ગજરા. શાવળીંગા રૂપ સ્વરૂપ, ઘર દીશાએ ચાલીઆં; જેમ માનસરોવર માંહ્ય,હંસ ગત હાલીઆં. ૯૨

એવી રીતે તેને આવતી જોઇ રસ્તો રોકી વચે ઉભોછે એટલામાં શાવળીંગા સોળસેં સાહેલીઓ સાથે ચાલી આવી છે, અને જે જે સાહેલીઓનાં રસ્તામાં ઘર આવેછે, તે ઘેર જઇ નવડેરીએ ગરબા ગાવાને જવા સારૂ, અણશોભીતા શણગાર કહાડી શોભીતા પહેરવા જાયછે એમ કરતાં શાવળીંગા પોતે એકલી તે રહી ઘરભણી ચાલી આવેછે. એટલામાં સદેવંતનો ઘોડો રસ્તામાં ઉભેલો જોઈ અચકાઇને વિચાર કરવા લાગીકે રાજાનો કુંવર ઉભોછે તેથી સામા જવું નહિ; કારણ કે એ મહા તોફાની છે તેથી મને કાંઇ કહેશે, માટે કાંઇ આડો રસ્તો કહાડી તેને ચુકાવી ઘેર ચાલી જાઉં, એમ ધારી પોતે એક ગાંધી ઉપર દુહો કહયો.

**દોહરો**—ગાંધી કસ્તુરી જોઇને આપજે, ને વળી ખોરી નહીરે ખવાય. કોક માણસ આડુ ઉભુ રહયુંછે, તેનો આડુતે કેમ ઉતરાય.

એવું સાંભળી સદેવંતના મનમાં એવું આવ્યુંકે ગાંધીને ઘેરથી કસ્તુરી લેઇને આવછે પણ શાવળીંગાની કહેવાની મતલબ એવી હતી કે રાજા તુ કસ્તુરી ખોળવા આવ્યોછુ તે તને રસ્તામાં નહી મળેએતો કોઈ એકાંત ઠેકાણે મળે એમ કહી આડે રસ્તે થઇ પોતાના મેહેલભણી ચાલી નીકળી ઘેર જઈ સોળે શણગાર ધારણ કરી વાળો વાળે મોતી પરોવી મહા મુલ્યવાન વસ્ત્ર પહેરી રંભાની મારક બની ઠણી નવડેરીએ ગરબા ગાવાને ગઈ. સદેવંત ગાંધી શેરીમાં ઉભો છે કે કસ્તુરી લેઇ આવેછે. લાલાબારોટ અગાશીમા ઉભા ઉભા જુવે છે. કે રાજા મુરખ જેવો છે તે તો એને છેતરીને નવ ડેરીએ ગઇ,અને રાજા તેની વાટ જોઇ ત્યાં ઉભો છે તેને પાછો બોલાવું એમ કહી બારોટ અગાશીમાં રહી રાજાને કહે છે.

**ચોપાઈ**—સદેવંત ઘોડીલા ખેલાવ, આવ મારી શેરીએ; સો-

બાસે સાહેલીનો સરદાર તે તો રમે નવ ડેરીએ. ૯૪

હે રાજા ત્યાં તું શું ઉભો રહ્યો છે પાછો આવ એતો નવ ડેરીએ ગઈ ત્યાં રાજા બારોટના ઘર આગળ આવ્યો અને સાવળીંગા નવડેરીએ ગઈ એવી વાત સાંભળી ઘોડો છુટો મુકી ધસ્યો ધસ્યો નવડેરીએ જઈ ઉભો અને જુવે છે તો એક એકથી રૂપે ચઢીઆતી સોળસે સાહેલીઓ દીઠી તેમાં સાવળીંગા કેઇ તે ઓળખાતી નથી તેથી પાછો નિરાશ થઈ બારોટ પાસે આવી કહે શુ.

**ચોપાઇ**—જેને સોલસે સાહેલીઓના સાથ બારોટ કેમ જાણીએ કેઈ સાવળીંગા નાર અમને ઓળખાવાઓ. ૯૫

હે બારોટ સોલસે સાહેલીઓ ત્યાં તો એક રૂપ થઇ રહીછે તેમાં સાવળીંગા કેઈ તે મને ઓળખાવો ત્યારે બારોટ કહે છે, કે હે રાજા તારા જેવો મુરખ કોણ કે પુછયા ગાછયા વગર ઘોડો છુટો મુકી નાકો તે મારા ઘોડાની સાથે લડ્યો ને દોરડાં તોડી નાંખ્યાં. આતો તું બાઘામુકવા જેવો કેમ થઇ ગયો છે ને તે તારી કિમત કરશે કે રાજા મુરખ જેવો છે માટે જરા શાણપત આણીને તેની પાસે જા સદેવંત કહે ભાઈ એનું રૂપ જોઈ ગાંડો થઇ ગયોછું તેથી મને કાંઇ સુજતું નથી બારોટ કહે તું તારો ઘોડો બાંધી ધીરજ રાખીને જો હું તને ઓળખાણી બતાવું છું તે સાંભળ.

**દોહરો**—ઘુઘરીઆરો જેછે ગોરણો ને વળી સાળુડે કસબી કોર કડે એક લીલામણી ઝળકેને, એને કડાડામાં ટહુકે જોને મોર.

**ચોપાઇ**—કડાડામાં ટઉકે જોને મોર હાલેરે જેમ હાથની:સાવળીંગા સમતોલ ન આવે દુજી સાથેની ૯૭ સઉની આંખે અંજનને મેશ એની આંખ વણ શરમે ભરી, સઉને સોબિતા શણગાર, એને એક ટીલડી. ૯૮

હે સદેવંત એની આંખતો વણશરમે અંજાએલી છે ને બીજીઓ ને અંજન આંજવુ પડેછે ને કપાળે ટીલડી ચોડેલી છે તે બાજીઓના સોલ શણગારની બરોબર છે એવુ એનુ રૂપ છે તે એધાણી લેઇ સદેવંત ધસ્યો ધસ્યો નવડેરીએ જઇ ત્યાં સોલસે સાહેલીઓ ગા–

હતી તેની વચ્ચે જઈને ઉભો એટલે સઘળી સાહેલીઓ સરમાઈ આડુ ઓઢી એકઠી થઇ ગઇ, અને સાવળિંગા ગાતી હતી તે પોતે આડુ ઓઢી તેના સનમુખ આવી ઉભી રહી અને કહે છે.

ચોપાઇ—સદેવંત કુંવર સુજાણ, ઉભા કેમ શેરીએ હું નકલંકી નાર, નેણાં કેમ ફેરીએ ૯૯ દેખશે દુરીજન લોક વિચારે કોઇ વાતમાં,આપણ સરખાં સરખાં હોય જાવો સઉ સઉના સાથમાં.

હે રાજા તમે તમારા સાથમાં જાઓ ને હુ મારા સાથમાં જાઉ કોઇ આપણુને દેખશે તો વાત કરશે માટે હુ નકલંકી નાર છું તે થી તમારે આવું કરવું ન ઘટે આ કાંઇ એકાંત જગો નથી ને પ્રીત તે કાંઇ ઉતાવળી થતી હશે માટે તમે જાઓ આવાં મીઠાશનાં વચન સાંભળિ સદેવંત મહા મોહીત થઈ ગયો ને સાવળિંગાને કહે છે.

ચોપાઇ—નગર ઠઠા મુલતાન, ના દેખી એસી કામની ગલે ગલે મોતીઅનકો હાર ઝળુકે છે દામની ૧૦૧ અત્તર ભીના છે કેશ અંખીઆં દો લાલહે, જો ઘર એસી નાર ન્યાલ હે ૧૦૨

હે સાવળીગા તારા જેવી રૂપવંતી સ્ત્રી જેને મળિ હશે તે પુરૂષ ન્યાહાલ છે અને તેને ધન્યછે સાવળિગા સદેવંતના વચન સાંભળિ અને તેનું રૂપ જોઈ ઘણી મોહિત થઈ ગઇ છે અને સદેવંતને કહેછે.

દોહરો—કમર કટારી રાજા વાંકડોને તને સોઇએ શીરોઈ તલવાર જો ઘર એસા શાજનાને વળિ ધને ધન એ નારીનો અવતાર

હે રાજા તારા જેવો જે સ્ત્રીને પુરૂષ મળ્યો હશે અને તને જે નારી મળિ હશે તેને ધન્ય છે જ્યાં અરસપરસ મીઠાશનાં વચન સભળિ સદેવંત મહા મોહિત થઇ ગયો છે ને એકદમ સાવળિંગાના છેડો ઝાલીને ઉભો રહી કહે છે કે મને તુ તારૂં મોહું દેખાડ, ત્યારે સાવળિંગા સદેવંતને કહે છે.

ચોપાઇ—સદેવંત છેડો મારો મેલ પાલવ રૂડા ફાટશે;સુણીને દેખશુ અમે ગાળ લાખેણો રાજા લાજશે. ૧૦૪

હે રાજા તમે મારો છેડો મેલો કેમકે અમે સ્ત્રી જાત તમને ગાળ દેશું તો તમારી ખુની આબરૂ કાઢીની થશે તે સાંભળિ સદે-

વંતે પાલવ પકડી કાંડું ઝાલ્યું ને મનમાં કહયું કે આ કાંઇ ટાટ-વાનું છે સાવળિંગા કાંડું ઝાલેલું જોઈ કહે છે.

ચોપાઇ—સદેવંત કાંડુ મારૂ મેલ, સુડો મારો નંદશે મળશે મહાજન કેરા લોક ધોકણે ડેડો ભાગશે. ૧૦૫

હે સદેવંત મારી નાતના લોક દેખશે તો તને મને બંનેને મારશે માટે મારૂ કાંડું મુક તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો—સુણ સાવળીંગા સદેવંત કહે ને, મેલુતે નનનીરે લાજ શીશ પડે ને મારૂ ધડ લડેને ગોરી તોએ ના મેલુ તેને આજ.

હે સ્ત્રી મારૂ શીશ હેઠું પડે તોએ તને મુકવાનો નથી માટે તારો ઘુંઘટ દુર કરી તારૂ મોંને દેખાડ.

દોહરો—ઘુંઘટ મુખસે દુર કરીને તનેઘુંઘટ નહિરે સોહાય કીસારે કુળની છે ગોરીઆં તે, વળી વદન છુપા ધર જાય. ૧૦૭

હે રાણી મારાથી મોં છુપાવી શીદ જાયછે સાવળીંગા મોંતો દેખાડે પણ બાવાના જેવું થાય તો પછી તેની શી વલે થાય તેથી મોં દેખાડતી નથી તેથી રાજાને સમજાવીને કહે છે.

દોહરો—આરે ઘુંઘટમાં કપટ ઘણાંને, રાજા ઘુંઘટ ખોલ્યો નવ જાય જો મેં ખોલું રાજા ઘુંઘટોતો વળી મરેકે માંદોરે થાય ૧૦૮

હે સદેવંત જો તને મારૂ મો બતાવું તો મરે કાંતો માંદો થાય ત્યારે સદેવંત કહે છે.

ચોપાઇ—મેંને ખાયા કેવિઆ વછનાગ ધંતુરેસે કયુ મરૂ મેંમી રમાડે કાલી નાગ બીહુડેસે કયું ડરૂં ૧૦૯

હે સ્ત્રી મે કેવળિઓ વછનાગ ખાધો છે તે ધંતુરાથી શું હું ડરીશ; માટે મને તારૂ મોં દેખાડ તે સાંભળિ સાવળિગા બોલી.

ચોપાઈ—ઘુંઘટડે કાળો નાંગ કે, જિકી ડંખ મારશે, વાગશે નેણાં કરાંરે બાણ, તમને કોણ ઉગારે ૧૧૦

હે સદેવંત ઘુંઘટો જોતાં નાગ છે તે બચકુ ભરશે ને જ્યાં નેણાના બાણ વાગ્યા ત્યાં કોઈ ઉતારનાર નથી માટે તમે મારૂ

મોં જોવું મુકી દો તે સાંભળિ સદેવંત કુંવર કહે છે.

**દોહરો**—સાપના કાટયા સઉ મરેને વળી વીછુડે તનમન હોય નારીના મારયા નર મરે તો, તારા કુળમાં ન જીવે બીજું કોઇ.

હે સ્ત્રી તું કહેછે કે મારી આંખ્યો જોઇને મરી જશે તો તારા કુળમાં કોઇ જીવે નહિ કેમકે તારી આંખો રોજ જોતા હશે માટે હે સ્ત્રી હવે રકઝક કરવી મુકી તારૂ સુંદર મુખારવીંદ મને જરા બતાવ કે જેથી મારા તપી ગએલા આત્માને હું થંડો પાડું એમ કહી કહેછે

**દોહરો**—મુખથી પાલવ દુર કરોને ગોરી મુખ મુજનેરે બતલાવ; રાજાને તો જરા સ્નેહ લાગ્યો ને ગોરી નેણેરે નેણ મીલાવ.

હે સ્ત્રી મને સ્નેહ થયોછે માટે મારા નેણાની સાથે તારા નેણ મીલાવ પછી સાવળીંગા સદેવંતને ઘણો આગ્રહ અને ઘણા (મદન) કામનો આતુર થયેલો જોઇ વિચાર્યું કે મોં જોયા વિના મુકનાર તો નથી માટે તેને સમસ્યા કહી સમજાઉ અમ કહી કહે છે.

**ચોપાઇ**—દશે આંગળીએ વેઢ અંગુઠે જાણે આરશી ' કયા જાને દુરીજન લોક દોનુકી પારશી ૧૧૩ નિશાળે આવજો રાજ ચિત મન રૂદે ધરો ત્યાં મલશે એકાંત વાલેશરી વાતો કરો. ૧૧૪

હે રાજા હુ નિશાળે જાઉછુ ત્યાં ભણવા આવજો એટલે આપણે ત્યાં એકાંતે વાતો કરીશું સદેવંત કહે હું તો ભણી ગણી નિશાળેથી ઉઠયો છુ તે હવે ફરીને કેમ અવાય અને હવે મારા પીતા મને રાજ્યાભીશેક કરી ગાદીએ બેમાડનારાછે સાવગિગાએ કહ્યું કે ગમેતેમ કરીને આવજો ત્યારે સદેવંત કહે એ તો ખરૂં હાલ મને તારૂ મુખારવિંદ બતાવ નહીતો મને અન્નપાણી ભાવનાર નથી અને હું તારા પછાડી જુરી જુરી ને મરીશ તેવું સાંભળી સાવગિંગા કહે છે કે મહારાજ એમ હોય તો લ્યો તમને મોં બતાવું એમ કહી સદેવંતને કહે છે.

**સોહલો**—ચાર ડગલાં મને કેડેહિએ પછીથી નેણાનો રસ લીજે ત્યારે વગોવસ્યો મુજને આપ ને થઇ રહે જો મોટાંને માપ ૧૧૫

હે રાજા મને ચાર ડગલાં આઘી જવાદો પછી તમને માં: બત લાવુ પણ તમે મને ફજેતા ન કરશો એમ કહી સદેવંતથી ચાર ડગલાં આઘી જઇ મુખ ઉપરથી પાલવનો છેડો ખશેડયા ને જ્યાં રાજા સામુ જુવેછે એટલે જેમ આકાશમાંથી ઝળહળ કરતી વીજળી નીકળે અને એકાએક કોઇના જોવામાં આવે અને અંજાઇ જાય તેવીજ રીતે રાજાઅંજાઇ મુરછા ખાઇ પૃથ્વી ઉપર પડયો અને સાવળીગા દશ ડગલાં ગઇ એટલે રાજા આંખ ઉઘાડી ને જુવે છે તો શાવળીગા જતી દીઠી એટલે મનમા ગણો ઝુરવા લાગ્યો ને કહ્યું કે હવે મને એ કયાં મળશે ને એનો મેલાપ કયાં થશે, જો નિશાળે બેસવાનું મારા બાપને કહુતો હમણાં તો તેમણે મને ભણા વીને નિશાળેથી કહાડયો ને ગાદીએ બેસારવાની નઇઆરી કરીછે તે હવે પાછો નિશાળે કેમ મુકે એવી સોઝનામાં સદેવંત કુવર ગાંડા જેવો થઇ ગયોછે અને મુખથી શાવળીગા શાવળીગા કહેતો જાયછે.

**સોહલો.**—શેરીએ શેરીએ સાદજ કરે લીલતો રીદાનુ રાજાનુ ફરે વેણ કામણ કરી ગઇ વેર કે નિશચે મરવું મારે ખાઇને ઝેર રાજા પોતે વિચાર કરતાં કરતાં રસ્તે ચાલ્યા જાયછે એટલે બીજે દીવસે પોતાનો ધાંયજો મેહેતાની હજામત કરવા જાય છે મલ્યો ત્યારે રાજાએ ધાંયજાને પુછયું અલ્યા વાલીઆતું કયાં જાયછે ત્યારે વાલીએ કહ્યું કે હું ઘોરની હજામત કરવા નીશાળે જાઉંછું: શદેવંત કુંવર નિશાળની વાત સાંભળી ખુશી થયા અને વાલીઆને કહ્યુ કે ભાઇ તું હજામત કરતા પહેલા નિશાળમાં જઇ શાવળીગાની ખબર મને કહેકે તે શુ કરેછે એમકહીને ઘેર ચાલતા થયા ઘેર આવ્યા એટલે પોતાની રાણી પાટમદે બે દીવસથી રાજા ઘેર નહિ આવ્યા તેથી ઉદાશ થઇ નિંદ્રાઆહાર તજી બેઠેલી છે' એવામાં સદેવંતને આવતા જોયા અને ઘરમાં આવ્યા એટલે કહે છે.

**ચોપાઇ**—વેરીજાગ્યાવિદેશ, સજ્જન જાગ્યા શહેરમાં; રાજાજી તમારો જીવ ફરેછે આજ લહેરમાં. ૧૧૭ મુખ શુ મીઠા બોલ; કેમ નથી બોલતા; શાને કાજે મારા શ્યામ, ફરોછો અમે ડોલતા

હે રાજાજી તમારો જીવ ઉદાશ કેમછે, અને તમે શાકારણથી ડોલતા ફરોછો પણ રાજા કાંઇ ઉત્તર આપતા નથી, અને એક કોરે ચૂપ રહી બેશી રહ્યાછે હવે પેલો વાલીઓ ધાંવજે મહેતાની નીશાળમાં ગયો ને ત્યાં મહેતા ઉંઘી ગયાછે ને એક કોરે નીશાળીઆ ભણે છે, ને એક કોરે છોકરીઓ પડદે રહી ભણે છે, તેથી શાવળીંગા જોવામાં આવતી નથી તાગોટા પાડી નિશાળમાં વાલીઓ ગાવા મંડી ગયો, સદેવંત નામ મારા વાલાજીરે, તેનું છે ટાગ મારા વાલાખરે, એવી રીતે કુદતો જાય ને ગાતો જાય શાવળીગાએ સાંભળ્યું એટલે વાલીઆને પાસે બોલાવી પડદામાં રહી કહ્યું કે અલ્યા વાલીઆ સદેવંતની શી ખબર છે ત્યારે વાલીઓ બોલ્યો કે બાઇ તમારી ચિંતામાં મરેછે, ને ઘેલો ઘેલો ફરેછે. હુતો ગોરની હજામત કરવા શારૂ આવ્યો પણ ગોર ઉંઘે છે માટે પાછો જાઉછું શાવળીંગા કહે ત્યારે તું જરા મારા નખ લેતોજા એમ કહી પડદામાંથી પોતાના બે હાથ બહાર કાઢેછે એટલામાં તો વાલીઆને અંધારા આવ્યાં ને ચકરી ખાઇ ભોંય ઉપર પડ્યો ને શુદ્ધી આવી એટલે ઉઠીને શાવળીંગાની આંગળીઓના નખ ઉતારી લીધા અને હાથેલીમાં નખ લેઇ રાજા પાસે આવ્યો, તે વખત પાટમદેને રાજા બંને બેઠાં હતાં ત્યાં વાલીઓ આવ્યો એટલે પાટમદે પડદામાં ગયાં, પછી વાલીઓ રાજા પાસે આવીને બેઠો તેને સદેવંત પુછેછે.

**સોહલો**—એટલામાં આવ્યો વાલીઓને, કુંવર પુછેછે તેને વાત;
સુતાંરે સુખ નથી બેઠાં નથી સુખ, વાલીઓ દેખાડયા જુવોનેરે નખ.

વાલીઆએ હાથેલી ઉઘાડીને રાજાને નખ દેખાડયા એટલે રાજા મોહીત થઇ વાલીઆને કહે છે કે આ હીરાકણીઓ કયાંથી લાવ્યો અને તેં એની કીમત શી આપી; એવી રાજાએ નખને બદલે હિરાકણીઓ કહી હવે રાણી પાટમદે પડદામાં બેઠાં બેઠાં બધી વાત સાંભળે છે. રાજાએ પણ નખને હીરાકણીઓ કહી એટલે વાલીઓ બોલ્યો મહારાજ આ હીરાકણીઓ નથી એતો શાવળીંગાના નખ છે.

રાજા કહે એના આવા રૂડા નખ ? તો હવે એ મને મળેતોજ અન્ન પાણી લેવુ નહીતો મારે તેની પાછળ પ્રાણ ત્યાગ કરવો. વાલીઆ તું એના નખ લાવ્યો ત્યારે એવું રૂપ કેવુ છે એમ પુછેછે.

**ચોપાઇ**—જેવી દીઠી હોય નાર, તેવી કહી બતાવજે; કુડને કપટ કાંઇ; હઇયે નવ રાખજે. ૧૨૦

તે સાંભળી વાલીઓ રાજાને કહે છે.

**સોહલો**— મેં એવી નથી દીઠી નારી, અને હુતો ફરૂ નગર સારી;તમને કહુછું સાચી વાણ, પણ જેઓ વાગે મોહ બાણ; ૧૨૧

**દોહરો**—કર ઝાલીને નખ કાપતારે, સાદ્ર હર્ખ્યું તે નવ રહ્યુંઠોર; જાણે ઝબુકે રાજા વીજળીને, જેમ ચંદ્ર ઘટામાં ઘનઘોર. ૧૨૨

**ચોપાઇ**—ચંદ્ર ઘટામાં ઘનઘોર, ઝબુકે જેમ વીજળી; એક દીઠી અલબેલ, એરે અતિ ઉજળી. ૧૨૩ નીશાળે દીઠી જોને નાર, એવી નથી તારા રાજ્યમાં;ગડીએક બેઠોતારે પાસ, મેંતો દીઠીતી લાજમાં.

રાજા હુતો એક ઘડી તેની પાસે બેઠો હતો, પણ મેં એનેતો પડદામાં દીઠી હતી. પણ એનાં નખ લેતાં હાથ જોયા એટલે હુતો ભોંયમાં ગોથુ ખાઇ ગયો તે બે ઘડીએ શુધી આવી. એવું સાંભળી સદેવંત કુવર ચિતભ્રમ થઇને ઘોડાની ઘોડાળમાં ચાલ્યા ( કહેવતછેકે રાજાનો કુવર રીસાય ત્યારે ઘોડાની ઘોડાળમાં જઇ સુવે ત્યારે તેની રીસ ભાગે ) રાજા ઘોડાની ઘોડાળમાં ગયા એટલે રાણી પાટમદે વાલીઆની પાસે આવી પુછેછે, કે વાલીઆ હુ રાજાને કયારની બોલાવતી હતી પણ મારી સાથે બોલતા નહોતા અને તુ આવ્યો એટલે તારી સાથે હશી ખુશીને વાતે વળગ્યા તેનુ કારણ શું ? વાલીઓ કહે બાઇ સાહેબ મારૂ નામ ન દેતો હુ તમને કહુ પેલી વણીઓણુ આપણા રાજાએ રાખી છે એ સાંભળી રાણીને પોતાના મનમાં ઘણો ક્રોધ ચડયો;તે પોતાના મનમાં નકી કરયું કે રાજા બે દીવસથી ઘેર નહોતા આવ્યા તે એનાજ વાસ્તે મારે અહીયાં રહી શું કરવું છે હવે મારે પીયર જઇશ એમ ધારી તે પણ રીસાયાં. હવે જમવાની વખત થઇ એટલે રાજાએ કુંવરને બોલાવ્યા. પણ કુંવર કયાં હોય તે બોલે, પછી નોકરે કહ્યુ મહારાજ કુંવરતો ઘોડાની ઘોડાળમાં

છે, પછી રાજા લાલા બારોટને લેઇ ઘોડાની ઘોડાળમાં કુંવર પાસે આવ્યાં. ત્યાં કુવર પોતે સુતા જોટલે રાજાએ કહયુ કે, તું કેમ રીસાયો છે, તને કોઇએ આંખ દેખાડી હોય તેની આંખ કહાડુ, તને કોઇએ આંગળી દેખાડી હોય તેનો તેનો હાથ કાપું, ને તને કોઇએ ગાળ દીધી હોય તો તેની જીભ ખેંચાવુ મારા બેઠાં તને કહેનાર કોણ છે? ત્યારે સદેવંત પોતે મનમાં વીચાર કરે છે કે—

**ચોપાઈ**—સદેવંત બેઠા ત્યાં, કે મનમાં વીચારજ ધરે, કહુ જો મારી પેર. પીતા મારા શુ કરે.

મારા પીતાને કહુતો ખરો, એમ ધારી કહે છે.

**ચોપાઈ**—મારે જાવું છે જોને આજ, ભણવાને કારણે; માનોને મારા તાત, નીશાળીઆ બારણે ૧૨૬

હે પીતા મારે ભણવાને જવું છે માટે નિશાળીઆને બોલાવો તે સાંભળી પીતા કહે છે,

**સોહલો**—રાજા કહેછે કુંવરને વાત, રાજવળામાં બેઠા કરો તમે કાજ; વારે વારે કુવર ભણવુ નહોય, માટે મનમાં વીચારી જોય.

હે સદેવંત કુવર હમણાં તો તું ભણીગણી બતરીશ લક્ષણો થયો છે ને પાછો કહેછે મારે નીશાળે જવું છે, એતો શું ? હવે તો તારે રાજકાજ કરવાની વખત છે કે રમવાની વખત છે. આવાં પીતાનાં વચન સાંભળી સદેવંત કુંવર રીસાઇ મનમાં ઉદાશ થઇ પોતે ઉઠી ડેહેલાના બારણા આગળ ઉભા રહ્યા ને પીતાને કહે છે.

**ચોપાઇ**—સદેવંત કુંવર સુજાણ, આવી ઉભા બારણે, મનમાંછે મોટી હામ, ભણવાને કારણે. ૧૨૮ ગોરને તેડાવોને આજ.પીતામાનો મારી વાતડી, નહીતો જોજો કાલ, કરૂ હુ દેહની ઘાતડી. ૧૨૯

હે પિતા જો તમેગોરને બોલાવીને ભણવા મોકલો નહિતો કાલે હુ મારા દેહની ઘાત કરીશ આવાં વચન સાંભળી રાજાને ચિંતા થઇ લાલાબારોટને કહેછે કે આને હુ શુ કરૂ આતો કહેછે મારે ભણવુ છે ને મારે તો હવે એને રાજ્યાભિષેક કરી ગાદીએ બેસાડવાનો છે બારોટ કહે હોય ચાર જાતની હઠ કહેવાય છે એક તો

સ્ત્રીહઠ બાળહઠ રાજહઠ ને જોગી હઠ એ હઠ પુરી કરવી નહિતો સારૂ ન નીપજે માટે હવે તમે એ કહે તેમ કરો નહિતો તમારો છુટકો નથી ને તમે કદી ના હા કરશો ને એ કાંઇ ઝેરબેર ખાઈ મરશે માટે તમારો એને નિશાળે મુકવોજ પછી રાજા કુવરને કહેછે

**દોહરો.**—રાજા કહેછે કુંવરને વાત ના કરવી તારે દેહીની ઘાત માનીછે મે બધી તારીરે વાત નિશ્ચે ભણવાને જજો પરભાત ૧૩૦

હે કુવર તમે મરશો નહિ ને તમે સુખેથી કાલે નિશાળે જજો, કુવર કહે ના હાલ તમે મેહેતાને બોલાવો પછી રાજાએ તરત મેહેતાને તેડવા મોકલ્યું હવે રાજા પોતે કુંવરને જમાડી કરી પોતે લાલાબારોટને તેડી રાજદરબારમાં ગયા એટલે ગોર પોતે રાજસભામાં આવ્યા રાજાએ દંડવત કરી બેસવા આસન આપ્યું ગોર કહે કેમ મહારાજ મને તેડાવ્યો હતો રાજા કહે કુંવરને નિશાળે મુકવો છે માટે તમે મુરત જુવો જો સારો દહાડો હોયતો મુકીએ ગોરે વિચાર કર્યો કે ભણી ગણીને તો હવાણાં ઉઠયો છે ને ફરી નિશાળે કેમ આવતો હશે મને લાગે છે કે કાલે પેલો ધાંયજો આગ્યો હતો ને સાવળીંગાના નખ લઇ ગયો તે લટપટ થઇ છે ખરી માટે જો નિશાળમાં આવે ને શાવળીંગાનો બાપ જાણે તો પછી મારે જીવનની આશા રહે નહિ કેમકે શાવળીંગાને હવે પરણુવાનું છે માટે એ મેળાપ થાય નહિ માટે હું આવું મુહુરત આપું તો પછી મારે કાંઇ હરકત થાય નહિ એમ ધારી મેહેતાએ કહ્યુ કે મહારાજ, હમણાં પાંચ સાત વિસ્વ બરાબર જોગ નથી ને મુહુરત આવતું નથી કારણકે વળી વ્યતીપાત વઇધિરત ને પંચક બેસે છે માટે સાત દિવસ પછી બેસારો રાજાએ કહ્યું સારૂ ત્યારે આવશે પછી ગોર પોતાને ઘેર ગયા હવે સદેવંત કુંવરને રીસ ચડી પણ શું કરે ત્યાં સભામાં કંઈ કહેવાય નહી માટે પોતાને મહેલે જઈ પોતાના જમાલખાને કમાલખા એ સિપાઇ હતા તેમને બોલાવી કહ્યુકે તુમ અગી-

જાકુ ગોરકુ જલદી બોલા લાવ એમ કહેતાજ સિપાઇ ઉઠીને મેહેતાજીને ઘેર ગયો તો મેહેતા નાસી જવાની તૈયારીમાં હતા એટલામાં સિપાઇએ જઈ કહ્યું કે કુંવર તમને બોલાવે છે માટે ઝપીને એબી ચલો મેહેતાએ કુંવરનું નામ સાંભળ્યું કે થરથર ધ્રુજવા લાગ્યા, ને નકી કર્યું કે હવે મોત આવ્યું પછી ગોરને પોતાની સ્ત્રીએ કહ્યું કે હમણાં તમે ગયા હતા ને પાછા કુંવરે તેડાવ્યા કેમ મેહેતજી કહે એ તો કુંવરનું તેડું નથી પણ જમનું તેડું આવ્યું છે ગોરાણી કહે એમ કેમ બોલોછો ગોર કહે હું મહુરત ખોટું આપી આવ્યો છું તેમાં ગોરાણી કહે કે તમે જાણતા નથી હો તેમાં જાવને હવે તો કહે તેમ કરજો નહિતો પછી જીવતા ઘેર આવવાની આશા નથી ગોર કહે એ વાત ખરી પણ ત્યાં જતાં મારો પગ ઉપડતો નથી તે શું કરૂ પછી ગોર જેમ તેમ કરી લુગડાં પેહેરી કુંવરને મેહેલે આવ્યા જ્યાં નિસરણીએ ચડતાં એક પગથીયું ચડે ને બે ભુલી જાય પછી જેમ તેમ કરી ગોર ધ્રુજતા ધ્રુજતા કુંવર પાસે ગયા તો કુંવર આંખ્યો લાલચોળ કરી ઢોલીયામાં બેઠાછે પછી કુંવરે ઉઠી ગોરને સોનાનો બાજોઠ આપ્યો તે ઉપર ગોર બેઠાછે કુંવર કહે મહારાજ મુહુરત હમણા નહિ હોય ગોર કહે એમ છે ખરૂ પછી કુંવરે પોતાની કેડમાં કટાર હતી તે ઝડપ ખેંચ્યો ને કહ્યું કે કહો મુહુરત અત્યારે છે કે નહિ નહિતો પેટમાં મારીશું કટાર જોઈ ગોર થર થર ધ્રુજેછેકે આ નકિક મારશે ગોર કહે કટાર તમે મેનમાં ઘાલો ને હું તમારા પિતાને હમણાં જઈને કેહુછુ એમ કહી ગોર રાજા પાસે જઈ કહેછે કે સાહેબ મને અફિણના લહેરમાં ખબર ન રહી તેથી હું ભુલમાં પાછલા વરસનું ટીપણું લાવ્યો હતો પણ ઘર જઈ તપાસ્યું તો જુનુ દીઠું પછી નવા ટીપણામાં જોયુ તો આજનુ ચોઘડીયુ એવુ તો શુભછેકે ન પુછો વાત રાજા કહે એમ હોતો વરઘોડો ચડાવી અત્યારે નિશાળ ગરણું કરીએ છીએ પછી ગોર પોતે નિશાળે ગયા અને રાજાએ સદેવંત કુંવરને જામો ચોરો પહેરાવી હાથમાં સોનાનુ શ્રીફર આપી ઘોડે બેસાડયા ને વરઘોડો ચડાવી ધામ ધુમથી નિશાળે જાયછે ચહુટામાં

લોકની ઠઠ જોવા મળીછે, નીશાળમાં રહી શાવળીગા પણ વરઘોડો આંવતો જુવે છે મેહેતાને કહે છે

દોહરો—હલકે મેદની જોવા મળીને વળી જુએ નાંનેરારે બાળ સોના શ્રીફળ હાથે ધરીને ઠકરો આવ્યારે નિશાળ ૧૩૧ ઢોલ નગારાં વીગીઆને મહેતા સરણાએ પુરયારે સાદ માનો ન માનો મહેતા તમારી નિશાળે સહેવંત ભણુવાને આવે ૧૩૨ છે

હે મહેતા તમારી નિશાળે કોઇ રાજાના કુંવર જેવુ ભણવાઆવે છે તેના વગર આટલી ધામધુમ હોય નહિ મહેતા કહે આવતો હશે હવે સદેવંત નિશાળે આવ્યા ત્યાં તેના બાપે મહેતાને કહ્યુ

દોહરો—ગોર મારા ગોરજીને તમને લળી લળી લાગુ પાય સદેવંત કુર સલક્ષણાારે તેને વિદ્યા ભણાવ્ય ૧૩૩

હે ગોર હવે કુવર ભુલી ન જાય તેમ કરજો મહેતા કહે સારૂ પછી સરવે ઘેર ગયા એટલે સદેવંત કુવર વિચારી કહે છે કે છોકરી ઓતો પડદામાં ભણેછે ને છોકરાં નોખા ભણેછે તેથી સાવળીગાનો મેળાપ કેમ થશે ને ગોર તો અહીનેઅહી બેશી રહેશે એટલામાં ગોર અફીણુની લહેરમાં આવ્યા તેથી સદેવંતને કહેકે હું જરા સુઈ રહુછુ ને તુ સોટી લેઈ છોકરાને ભણાવ એમ કહી ગોર તો ઉંઘી ગયા હવે સદેવંત પડદાની પાસે જઇ તેને ગોડીગુ દેઈ બેઠા છેને છોકરાને ભણાવવા માંડયા સાવળીગા સદેવંતનો શબ્દ સાંભળી પોતે પણ છોડીઓને ભણાવતી હતી તે તેજપડદામાં આવી ને તે વિચાર કરે છે કે હવે સદેવંતને બોલાવાય કેમ તેથી પાટી ઉપર ધાવલખી પાટી પડદા તળેખશેડી મુકી એટલે સદેવંત પાટી લેઇને ધાવ વાંચે છે

દાહરા—સરસ્વતી સારદાને વિનવુને વળી ગણુપત લાગુજોનેપાય પડીયુ લખીએ પ્રીતશુંને તેતો વાંચી સંભળાવો મને રાય. ૧૩૪

તે વાંચી સદેવંત ખુશી થયો ને પોતે પણ પાછો તે પાટીમાં ધાંવ લખી પદડા તળે ખસેડી મુકી.

દોહરો—માતા સરસ્વતીને વેનવુંને હુતો કથન ન જાણુ કોણુ

પેહેલીરે પ્રિત સદેવંતશુંરે જયારે મળીઆતાં નેણરે નેણ.

હે સાવળિગા હું તો કથન કે કેણ કંઈ જાણતો નથી પણ મને નવડેરીએ જે દિવસે મળી તે દિવસથી પ્રીત જાણુંછું તે ધાવ વાંચી શાવળિગા ઘણી ખુશી થઇ હવે સદેવતે વિચારયુ કે મહેતા જાણશે તો દેખશે તેથી ઉભો થવા જાય છે એટલામાં સાવળિગાએ પાટી પાછી ખસેડી મુકી.

**સોહલો**–નિચે નહી મેલુ કહાડી ગોરો બેસો મારી છાતી ટાડી;જો ગોર આપણને કરશે રીશ તો સીપીશ પેહેલુ વાઢી મારૂ શિશ. ૧૩૬

હે સદેવંત તમે કેમ બીહો છો જો નિચે નેણે બેસસો તો કહાડી નહી મુકુ ને જો આપણો ગોર રીશ કરશે તો હું મારૂ શિશ તને પેહેલુ વાઢી આપીશ આવું સાંભળી સદેવંતને હિમત આવી તેથી પોતે પાછીપાટી લખી

**સોહલો**—ભણતર ગણતર ન જાણું ભેદ વાંચુછુ પણ નથીરે વીતેક ગોર આપણો રીસાળવો છેહ તે રખે મને કુડુ વચનજ કહે

સાવળિગા તુ મને બેસારે છે ખરી પણ ગોર રીસાળવા છે ને મને કુડુ વચન કહેશે માટે જવાદે તે સાંભળી શાવળીંગા સદેવંતને પાછી પાટી લખિ આપે છે.

**સોહલો**–શાવળીંગાના અક્ષર ચાર ગોર વખાણે વારંવાર,મનમાં ફટક લગારે નધરો, પાટીઉ બરીને રાજા ઓરી ઓરી કરો.

હે રાજા તમે મનમાં લગારે ફિકર રાખશો નહીને પાટીઓ લખિ લખિને પડના તળે ખશેડી મુકો ત્યારે સદેવંત કહે પાટીઓ લખે શું વળવાનું તું કાંઇ એવું કરકે તારોને મારો મેળાપ થાય આતો જેમ સ્વપ્નામાં જોઇએ ને જાગીએ એટલે કંઇ નહિ એવું છે. માટે તું આંખે આંખ મલે, એવા ઉપાય કર ત્યારે શાવળીંગા કહે આજનો દહાડોતો ગયો પણ કાલે તમે ગોરને ચંપા બાગમાં ઉજાણી આપો ને ગોરને સીધાં લેવા મોકલો ને તમે કોઠારીને કહેજો કે ગોર સીધાં લેવા આવેતો વાર લગાડજે. પછી ગોર સીધાં

લેવા જશે એટલે તમે તે નિશાળીઆને કાઢી મુકજો ને હુ છે તે છોડીઓને કહાડી મુકીશ. એટલે આપણે એકઠાં થઇશું.પછી સદેવંતે તેના કહયા પ્રમાણે કહાડી બીજે દહાડે એવો બંદોબસ્ત કરીને નીશાલે આવ્યો ને ગોરને કહ્યું કે આજ ચંપાબાગમાં ઉજાણીછે. માટે તમે ત્યાં જજો ગોર કહે કે નિશાળ મુકીને જઇશુ ? સદેવંતકહે એ વાતતો ખરી પણ ત્યાં તમારા વગર સીધા કોઇ નહિ. આપે.માટે તમે પંડે જશોતો સીધાં મળશે. પછી ગોર સદેવંતને નિશાળ સોંપી ગયા પછી સદેવંતે છોકરાઓને કાઢી મુકયા, અને સાવળીંગાએ છોડીઓને મારી કહાડી અને સદેવંતે પડદા બડદા મારી તોડીને કાઢી નાંખ્યા. તે જોઇ શાવળીંગા કહેછે,કે તમે આ બધા પડદા કાઢીને ઉઘાડુ ફક કરી નાંખ્યું અને આવામાં મહેતા આવશે તો શો જવાબ દઇશું, અને પેલો કાણીઓ ગોરને તેડવા જશે તે હગાણું બોલાવી લાવશે. સદેવંત કહે જેમ થવાનું હશે તેમ થશે પછી સદેવંતને સાવળીંગા બે જણ બેઠાં વાતો કરે છે. સદેવંત સાવળીગાને કહે છે.

**દોહરો**—નેણ પદારથ રાજા નેણાં રસ વળી, નેણે નેણુરે મીલંત; અજાણ્યાશું પ્રીતડીરે, એતો પ્રથમ નેણારે કરંત. ૧૩૯

હે સાવળીગા અજાણ્યા માણસથી પહેલી પ્રીત આખે જોતા-થી થાય છે તે સાંભળી શાવળીગા કહે છે.

**દોહરો**—નેણ પદારથ નેણ રસનોરે, વળી,જે કરી જાણે કોય; જેવા મીઠા મેવા વેણનોરે, વળી નેણે તે કદીએ ન હોય. ૧૪૦

હે સદેવંત કુવર એકલી આંખ્યો તે શું કરે પણ જો સારી રસ ભરેલી બોલી આવતી હોય તો તે કરે એવું નેણથી થાય નહી તે સાંભળી સદેવંત કે'છે.

**દોહરો**—ફટ નેણાં ફટ પાપીઓને, તને હજુએ ધરપત નહિ; નારીને મન નેડો નથીને, પછી લાલચ ત્યાં શુ રહી. ૧૪૧

સદેવંત કેછે હે નેણ પાપી ચંડાળ તને હજુ ધરપતવળતી નથી. આને મનતો કસુંએ નથી તો શીદને લાલચ રાખે છે તે સાં

બળી સાવળીગા કેછે.

દોહરો—નેણ અમારાં લાલચુને, રાજા ભરીઆવે ઢળી જાય; દેખી ચંપા માંડવાને, એતો નફ્ટ ભી...રીરે થાય. ૧૪૨

શાવળીંગા કહે છે હે રાજા ... અમારાં નેણને ઘણાંએ વારીએ છીએ પણ રૂડા માંડવા એટલે જવાન માણસ જોઇને ભીખારી થાય છે તે સાંભળી સદેવંત કહ્યું.

દોહરો—અમે નેણાને વારીએને, વળી રાખીએ ઠીકા જોને ઠીક; દેખાં ચંગા ગોરીઆરે, જેમ માગી ન મળે જોને ભીખ ૧૪૩

હે સ્ત્રી જેમ તું વારી રાખે છે તેમ હું પણ વારી રાખું છું પણ સારી સ્ત્રી જોઈ ભીખ માગે ન થળે તેવી રીતે લાલચુ થાય છે, તે સાંભળી શાવળીંગા કહે છે.

દોહરો—કાંક નેણાને તમે વારજો ને, રાજા હેઠુ રાખજો ને હાથ, ચંચળ નેણાંએતો સ્વાનગતીને, રાજા નફ્ટ ભીખારીની જાત. હે રાજા જો તમારાં નેણાં એવાં લાલચુ હોય તો હાથમાં રાખજો એમ કુતરાં અને ભીખારીની માફક કેમ ભટકે છે. તે સાંભળી રાજાને રીસ ચડી, અને કહે છે કે તેં મને કુતરા અને ભીખારીની માફક ગણ્યો. રાજા પોતે શાવળીંગાથી રીસાઇ ઢીચણ ઉપર પાટી મુકી તેના ઉપર માથુ મુકી નીચુ જોઇ બેઠા તે જોઇ શાવળીંગા કહે છે.

દોહરો—પગ ઉપર પાટી ધરીને, રાજા ઉપર મેલ્યા જોનેશીશ; ગોર આપણો જાણશે તો રાજા ઉલટીરે કરશે રીસ. ૧૪૫

હે સદેવંત કુંવર તમે આમ ઉંધું માથુ ધાલીને બેઠા છો ને એવામાં ગોર આવશે તો રીસે ભરાશે તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો—કુળ ખુટે કામની તણાને, વળી ઉચનીચ ઘર જોને જાય; અમે નેણાંને વારીએરે, મારી આંખો અખજ ખાય. ૧૪૬

હે શાવળીંગા તારી સોબતમાં કુળ ખુટે અને તું ઉંચનીચ જોવા લાગર છું તો ઘણોએ મારાં નેણાંને વારૂ છું પણ મારી આંખોઅખજ ખાય છે શાવળીંગા આવી રીતે સદેવંતનાં રીશ ભરેલાં વચન સાંભળી નમી જઇને કહે છે.



કાંણીયો.




ઘડીઆળ.



સદેવંત.

સદેવંતનો મહેલ.



**દોહરો**—રાજા તમે મને કાંક કહોને વળી ચોળ ચંચળ કે છીનાળ અળખેલા મને તમે આપજો,વળી ગરવેરે ગરવે ગાળ, ૧૪૭

હે રાજા મને તમે આમ રીસાઇ કેમ જાઓછો. ગમે તેવું કહો, એવું સાંભળી સદેવંત કહે છે.

**દોહરો**—સુંણ શાવળીંગા સદેવંત કહેને, વળી મેલી તે મનનીરે માણ;ઝેર ખાઇને હુંરે મરત તો, મારો પીતા લાજ શાલીવાણ.

હે રાંડ તારા મનમાં કશુ નથી ને હુ તારા વાસ્તે ઝેર ખાઇને મરત તો મારો પીતા લાજત કે નહી તે સાભળી શાવળીંગા કહેછે.

**ચોપાઇ**—ખેલાડુના ખેલ, નેણાં રસ વેરતા, મીખશે મીઠા બોલ રહેજો તમે બોલાતા. ૧૫૦

હે રાજા તમે કહો કે મારે સારૂ મરતો હતો પણ નારીને સારૂ એવા કેટલા નર મુવા છેતે મને બતાવો.નહીતો તમે મરી રસ્તો કાઢવાના હતા કે શું ? પણ જે તારી પ્રીત કરીને પાછુ હઠે એમાણસ ન જાણવું. માટે રાજા તમે મારી સાથે હશી ખુશીને બોલો. સદેવંત કહે છે.

**ચોપાઇ**—પદમણી તારા વેણ; રૂદેમાં પરવરો બાણાવલીનાં છુટયાં બાણ તે તો પાછાં કેમ ફરે; ૧૫૧

હે સાવળીંગા તારાં જે વેણ, તેમારાં રૂદયમાં સુંસરાં ચાલ્યા જાય છે પણ તું ન જાણીશ કે રાજા મુકે. જેમ બાણાવળીનું બાણ છુટ્યું તે પાછુ ન ફરે તેમ તને પણ છોડનાર નથી તે સાંભળી સાવળીંગા ખુશી થઇ કહે છે.

**દોહરો**—પ્રીત અઓરચર કીજીએરે, રાજા મારૂં કહ્યુ તું તેમાન; કોઇને નવ સંભળાવીએરે; તેતો એકથી બીજારે કાન. ૧૫૨

રાજા પ્રીત કરવી તો છાની કરવી પણ એકથી બીજે કાન જાય એમ કરવી નહિ ત્યારે રાજા કહે મે કોને કોને સંભળાવી તે બતાવ ? ત્યારે સાવળીંગા કહે છે કે જુવો પેહેલ પ્રથમ તો લાખાભારોટ જાણી પછી ગાંયજા વાલીઆએ ને વળી ત્રીજી પાટમદે રાણીએ ને થોડી ઘણી મહેતા પણ જાણે છે એટલા જણને તો તમે જ-

ણાવ્યું છે ને તમે કહોછો જે કોણ જાણેછે. માટે કાંઇ સમજણ રાખો પછી રાજા જોવા ઉભા થાય છે કે સ્ત્રી મહા કામાતુર થઇ સદેવંતની ધોતીની પાટલી ઝાલીને ખેંચેછે કે હવે કયાં જાઓછો એટલે સદેવંત થરથર ધ્રુજવા લાગ્યો કારણ કે; એણે કોઇ દિવસ કોઇની સાથે પ્રીત કરેલી નહી ને આ પહેલ વહેલી થઈ તેથી દેહેસત લાગી. હવે મહેતાને પેલા કોઠારી સીધું આપતા નથી તે એકથી બીજે ઠેકાણે મોકલે છે એવામાં પેલો કાણીઓ ભોમીઓ હતો તે ખોળતો ખોળતો ગોરને સોધી કહાડયા ને કહ્યું કે મહારાજ સદેવંતે તો અમને કહાડી મુકયા ને મારીને પડદા બડદા ફાડી નાંખ્યા છે. એવું સાંભળી ગોર ત્યાંથી ધસ્યા ધસ્યા નીશાળે આવ્યા ને સદેવંતને ઝાલી રહીછે તે જોઇને કહેછે.

દોહરો—ગ્રહા કામને છેડલાંરે, રાજા થર થર થરથર થાય એને સમે ગોર આવીઆરે, એતો તંબુ તેણીરે માંય. ૧૫૩

ચોપાઈ—તંબુ તણીરે માંય સદેવંત શુ કરે લોકડીઆની લાજ હઈયાં નવ ધરે,

ગોર ત્યાં આવી સદેવંતને કહે છે કે તુ કોઈની લાજ રાખતો નથી મારીને મારા પડદા ફાડી નાંખી છોકરાને મારીને કહાડી મુકયા માટે હુ તો કાલે જઇ તમારા પીતાને કહીશ મારે હવે નિશાળે ભણાવવી નથી હું છે તે મારી વાડીનો દાણો આવ્ છે તે ખાઇને બેશી રહીશ. આવો ધમકીનો અવાજ સાંભળી સદેવંત કુંવર સરમાઇને નિચુ જોઇ નિશાળની બહાર ચાલી નિકળ્યા પછી ગોર શાવળીંગાને કહે છે તેં આ નુકશાન કરયું તે સાંભળી ગોરને સાવળીંગા કહે છે.

દોહરો—ઘરરે ધ્રુજ્યાંને છાપરાં હાલીયાંરે વળી નળીયાં તે ખડખડ થાય; વાને વંટોળીયો આવીયો.તે ગોર પડદા ઉડી ઉડી જાય૧૫૪

હે ગોર વાને વંટોળીયો ચડયો તે મારીને છાપરાનાં નેવાં ખડખડવા લાગયાં ને પડદા છુટીને એની મેળે ફડી ગયા.

ચોપાઈ—શીખ દીયોતે ગોર ઘર દિશાએ ચાલીયે; રૂડાં વધામણા

ણું કોય, પિતાજીને [illegible] એમ કહીને નાર, ઘર ભણી ચાલીયાં; મળીયા સદેવંત [illegible] મુખે મુખ ભાળીયાં. ૧૫૭

રજા લેઇ [illegible] નિકળી એટલે સદેવંતને કહે છે કે જુઓ આખો દિવસ [illegible] અકારત ગયો ને ગોરે જાણ્યું ત્યારે સદેવંત કહે છે કે [illegible] કાલે નિશાળે નહિ અવાય આપણું કામ પેલા કાણીયાએ [illegible] કેમ કરીશુ? ત્યારે શાવળીંગા કહે કે ગોરે ડાંગર વાવી [illegible] છોકરાને અને છોકરીઓને એક એક દિવસ ટોવા [illegible] તમે નથી ગયા અને હુંએ નથી ગઇ માટે જઇને [illegible] વાડીએ અમે ડુંડા ટોવા જઇશુ ને હું છે તે ભાત [illegible] સાંભળી સદેવંત પાછો ગોર પાસે આવ્યો [illegible] જવાનો વારો અમને નહિ આપો બન્નાને [illegible] તમે રાજા છો, સદેવંત કહે ઘેર રાજા [illegible] નેશાળીયા ત્યારે કાલે તમે જજો સદેવંત [illegible] સાવળીંગાને મોકલજો. ગોર પોતે કહે ભલે [illegible] પછી સદેવંત ત્યાંથી ઘેર ગયો અને ગોર પોતાને [illegible] પાણી સુઝતું નથી ને ઉદાશ થઇને બેઠા છે [illegible] તમે આજ ઉદાશ કેમ છો? ગોર કહે રાજાના [illegible] ને તેને ભાત આપવા શાવળીંગાને મોકલવાની [illegible] જાય તો પછી જીવવાનું ઠેકાણું નથી ગોરાણી કહે [illegible] શું છે, મારી પાસે મોકલજો એટલે હું એ વાતો કહી સમજાવીને મોકલીશ પછી બીજે દિવસે સદેવંતે પાટમદેના પલંગ ઉપર પાથરવાનો રત્ન જડીત ઓછાડ હતો તે ત્યાં પાથરવાને કાજે છાનો માનો લેઇ બચકીમાં બાંધ્યો તે પાટમદેયે દીઠો એટલે સદેવંતને કહે છે.

**ચોપાઇ**—દીવસ ચડ્યો પોહોર, બચકા કયાં બાંધીયા; પાટમદેના ઓછાડ તે કોને કાજે ચોરીઆ, એવી વરણાગી આજ કોને તમે દેખાડશો; સાચું કહોને મારા સ્યામ. પાછા ક્યારે આવશો. ૧૫૮

પાટમદે કહે છે કે મહારાજ આ વરણાગી આજ તમે કોને દેખા

કશો ને તમે ઘેર ક્યારે આવશો પણ રાજા કાંઇ ઉતર આપતા ન-
થી ને બોલ્યા ચાલ્યા વગર ગોરની વાડીએ ગયા અને એક ચંપાના
વૃક્ષ નિચે રત્નજડીત ઓછાડ પાથરીને સુતા પણ ભોંયમાં કાં-
કરા હતા તેથી ખુંચવા લાગ્યાં, ત્યારે વિચાર કરયો કે અહીંયાં તેશું
લાવીને પાથરૂ આ મેહેતાની ડાંગર છે પછી પોતાની તરવાર ખેંચી
કાઢીને કાચી ડાંગર વાઢી નાંખી અને તેનો ચોતરો કરી તે પર
ઓછાડ પાથરીને સુતા ને શાવળીંગાની વાટ જુવે છે; વૃક્ષ ઉપર ત-
માંમ પક્ષીયો પોતે આમ, જામ સીતાફળ, લીંબુ, નારંગી બોર,
ખજુર, દ્રાખ પપનસ સરવે ફળ ફળાદી ખાઈ ખાઈ હેઠે નાંખેછે
ને કોઈ ઉરાડતું નથી શાવળીગા નિશાળે ગઈ એટલે ગોરે કહ્યું કે,
શાવળિંગા તને ગોરાણી બોલાવેછે,શાવળિંગા કહે શું કામછે ગોર
કહે કંઇ કામ હશે શાવળિંગાએ કહ્યું કે હુંતો કાંઈ જતી નથી પછી
ગોર ઘણું કરી તેને ગોરાણી પાસે મોકલી પછી શાવળિંગા ગોરાણી
ને કહે છે કે મારૂ શું કામ છે ત્યારે ગોરાણીએ કહયું કે આજ રા-
જાના કુંવર સદેવંત વાડીએ ગયા છે અને તું કોઇ દિવસ વાડીયેગઈ
નથી તેથી આજ ભાત લેઇને જા.શાવળિંગા કહે ગરજ હોયતો પુછ
તાં પુછતાં લંકામાં જઇએ, અને વાર લાગશે તો પછી ખાશે નહિ
માટે જા. શાવળિગાના મનમાં જવાનું તો હતું ને ગોરાણીએ ઘણું
કહ્યું ત્યારે કહે લાવો જઇએ પછી ગોરાણીએ બે લાડવા હતાતેરૂ-
માલમાં વિંટી આપ્યા તે લેઇ શાવળીંગા ચાલી,ને રસ્તે જતાં વિ-
ચાર કરેછે કે મારા રાજા આ લાડવા ખાય. એમના વાસ્તે તો બ-
ત્રીસ ભાતની રસોઇ અને તેત્રીસ ભાતનાં શાક કરી સોના થાળમાં
મુકી રૂપાની ઝારીમાં ચોખું નીર ભરી સોળે શણગાર પહેરી જઇને
જમાડીશ એમ કહી એક કુતરો આવ્યો તેને પેલા લાડવા ખવરાવી
દીધા, અને પોતે ત્યાંથી પોતાના રંગ મહેલમાં એકાંત વાસ ઉપર
આવી અને રસોઈ કરવા સારૂ નાહી ધોઇ તયાર થઈ તેવામાં તેની
દાસી બાનડી દરબારમાં કામ કરતી હતી તેને બોલાવીને કહ્યું,આ

તુ શું કરેછે ? બાનડી કહે બાઈ દરબારનાં કામકાજતો, ત્યારે સાવળીગા કહે તે કામ પડતું મુકી અહીં બેશ અને કોઈને ઉપર આવવા દેઇશ નહિ, કેમકે મારે ભોજાઈની એક બીક છે માટે તું અહિંને અહિ રહેજે એમ કહી શાવળીગા રસોઇ કરવા બેઠી પોતે નાનાપ્રકારનાં પકવાન બનાવ્યાં. શીરો લાપશી, દુધપાક, આરીયાં, ગલકાં કોહોળુ વંતાક ગવાર, મગચોળાની ફળીઓ, સુરણ રતાળું, ડોડી વીગરેના શાક વઘારયાં ઓ નાના પ્રકારનાં ભજીઆં કેળા, અડવી આદુ ઇત્યાદીનાં બનાવ્યાં અને ઘણી સુંદર રસોઇ કરી મીઠું મશાલો નાંખી તૈયાર કરી. હવે પોતે શણગાર રાજવાની તૈયારી કરે છે. હવે પેલી દાસી હતી તે એક રાવતની સાથે માયા કરી હતી ને ચાર દિવસથી તેની પાસે ગઈ નહોતી તેથી હમણા મારી બાઈ કામમાં છે માટે જઇ આવું બુમ મારી તેની પાસે ગઈ ત્યાં પેલો રાવત ચાર દીવસથી ગઇ નહોતી તેથી કરોધ કરી તેને પાંચ સાત ચાબખા લગાવી દીધા ને કહ્યું કે રાંડ ચાર દીવસથી કયાં ગઇહતી દાસી કહે મહારાજ કામમાં ભરાઈ હતી એટલે તે રીસાઇને બેઠા દાસી પણ રીસા એક કોરે બેઠી હવે રાજાના માનાયા ત્યારે શાવળીગા પાસે દાસીથી જવાય અને સાવળીગા રસોઇ કરી રહી અને શણગાર સજવા છે તેવા દાસીને સાંટા પાડે છે પણ ત્યા કોણ હોય તે બોલે પછી પોતાને હાથે મજુશ ઉઘાડી શણગાર સજવા માંડયા ને મનમાં દાશીને ગાલો ભાંડેછે અને તમામ રસોઈ સોનાના થાળમાં ભરી ઉપર રૂમાલ ઢાંકી કોરી મુકી છાંડયોછે, અને પોતે સોલે શણગાર સજેછે એવામાં ચુલામાં લાકડાનો સગળતો કકડો રહી ગયોછે તેની ધુણી મહેલના ઉપર નીકળી તે તેની ભોજાઇ ચોકમાં બેઠી હતી તેણે દીઠી એટલે રંગમહેલમાં આવી અને શાવળીગાને શણગાર સજતી દીઠી તે જોઇ કહે

ચોપાઈ—શેઠ મોઠા શાહુકાર, પીયા ઘેર પીયાકે, નર વિનાની નાર, તું આવડો બનાવ કેમ કરે ૧૬૫ દેખશે દુરીજન લોક વિચારે કોઇ વાતમાં, આપકે ઉતમ જાત. હળવારે પડીએ નાતનાં ૧૬૧

હે બાઇ આપણે મોટાના છોરૂ થઇને હાવાં તોફાન ન કરીએ.

શાવલીગાએ ભોજાઇને જોઇ અને તેના વચન સાંભળી મહા કોપાયમાન થઈ મનમાં કહે છે કે રાંડ દાસી કયાં જતી રહી એટલે એ ઉપર આવી. હવે સાવળીગા પોતાની ભોજાઇને કહે છે.

**ચોપાઈ**—મેં માનતી કોઈ સદાશીવની માનતા; સજુંછું શોલ શણગાર, અંગપર શોભતા; ૧૬૨ પ્રથમ પુછુ જઈ, અમારી માતને; પછી કહી દેઇશુ, અમારા ભ્રાતને. ૧૬૩

હે રાંડ હું મારી માને કહી દઈશ, તે સાંભળી ભોજાઇ કહે નકિક એના ભાઇને કહી માર ખવરાવશે માટે સાવળીગાને સારૂ લગાડવા સમજાવીને કે'છે.

**ચોપાઈ**—બાઈ મેં હસીને કીધા ખ્યાલ, એના ન આણો એરતા; તમે સજો સોળ શણગાર. પેહેરો અંગ પર શોભતા. ૧૬૪

હે બાઈ હું તો હસતા કહેતી હતી. એટલામાં તમે આટલી ધી રીશ શું કરવા કરોછો તેમ તેમ શાવળિગા તેના ઉપર બહુ રીસે બળિને કહેછે ત્યારે ભોજાઈ કહેછે કેહુ જ્યારે નસુંછું ત્યારે ઊચે જઇ એસે છે એના ભાઇને કહી શુ કરશે એમ કહી ભોજાઈ કહે છે.

**ચોપાઈ**-કહ્યા માટે શુય, કહેશો તમારાં ભરાતને, પૂજવાનાં હોય, તેડાવો રૂડા સાથને. ૧૬૫

હે બાઇ માનતા માની હોય તો સાહેલીયોને તેડિ,વાજતેગાજતે જાઓને,. એકલા શુ કરવા જાઓછો એટલુ કહી પોતે નીચે જઇ બેઠી સાવળીગાને ભાભીનાં વચન બાણુ જેવા લાગ્યા હવે ભોજાઇને એને દાસી ને ગાળો ભાંડતી જાયછે, ને શણગાર પેહેરતી જાયછે

**દોહરો.**—કડાંસાંકળાં અણુવટ વિછુંવાને વળી ઝાંઝરનો ઝમકાર બાજુબંધ બેરખા ચીપ ચુટલોને, વળી નવસર મોતીનો હાર. ૬૬

**ચોપાઈ**—હેમ જડાહાર, મોતી જાણે મેડીમાં કેસર ચંદન બે બાટ, હળવે તે તાણીઆં ૬૭ શીશ ભરયોરે અનુપ ગજમોતન કરી રાખડી; બોલે ચંગા ચંગા વેણ, ફુલાં કરી પાંખખડી ૧૬૮ કાંબી

નેકડલાં ચાર. વીંછવા વાજણે ઝાંઝરનારે ઝમકાર, ઘુઘરા ગાજણે. ૧૬૯ ફરતી ઘુઘરમાળ, અંગપર શોભતી; શોભા ઇંદ્રના છોડ, અપસરારે ઉતરી ૧૭૦ અંગે કુમકુમની લોલ બત્રાશી જેની ઉજળી; દાડમ કળીઆ દાંત બની એક પુતળી. ૧૭૧ નાક સુડાની ચાંચ, તેને પેહેરી વેસરી; દોય નેણાં કેરી બીજ, ચોડી છે એક ટીલડી. ૧૭૨ સજ્યા સોળ શણગાર, આપરે સારિયાં; કાજળ કાળી રેખ, આંખુએ ડારીઆં. ૧૭૩ કરયો સરવે શણગાર, બની સુઘટ નારીઆં હાથમાં લીધો થાળ, જળભરી ઝારીયાં ૧૭૪ જ્યારે ઉઠી અલબેલ, દાસીરે પધારોયાં; ભઇરે દોનુકી નજર, વારી વારી વારીયાં. ૧૭૫

હવે સાવળીંગા શણગાર સજીને મેહેલમાંથી ઉતરેછે એવામાં દાસીને આવતી જોઇ એટલે રીસ કરી થાળ હેઠે મુકીને એક સામો તકતો હતો તેમાં પોતાનું મુખા રવિંદ જુવે છેઅને કહેછે કે આ મારો સાળુ બહુ હલકો છે તેથી હું બીજી મલકાપરાની જે સાડી છે તે પહેરૂં

દોહરો—આછા સાળુ મારે ઓઢણેને હું પેહેરૂં ચંગારે ચંગા ચીર.જેના પાલવ રૂડા શોભતારે, એવા પહેરૂ મલકાપરીરે મલહીર૧૭૬

એમ કહી હલકો સાળુ કહાડી નાંખ્યો. અને ચીર કહાડી પહેરયુ પછી હાથમાં સોટી લેઇ દાસીને કહે છે

દોહરો-બુધવવોની બંનડીને રાંડ હઇઆમાં કાંઇએનજાણુ એક તો દુરીજન મારી મારી ભાભી થઇને, ત તો હઇયામાં કરી ગઇ હાણ

એમ કહી દાસીને બે ત્રણ સોટીઓ જડાવી દીધી કે રાંડ તું જતી રહી અને મારી ભોજાઈ આવી મને મેણું મારી ગઈ તે મારે સાંખવા પટયાં ત્યારે દાસી કહે છે.

દોહરો—સોબતડીરે બાઇ સહુને સરખીને વળી કોને રાજા કે કને રાંક પદમણી મનમાં વિચારજોરે બાઇ ગરીબના કાઢો સાંક

હે બાઇ ગરીબ તાલેવર બધાયને પ્રીત સરખી હોય તો અમેતો મારો વાંક કાઢોછો પણ મનમાં વિચારો હવે સાવળીંગા મહેલમાંથી જેમ આકાશમાંથી વીજળી ઝબકે એમ તેજ મારતી નીકળી.

કવિત-મંજની મદમ બેઠા. કટાક્ષમાન તુજને નેને નેન મોહે

અંજન બનાય કે, આભુષણુ લીલમણી, બની ઠણી અતી પ્યારીકા રી ઘનસારી મતવાલી લપટાયકે અતી લુગટા જ્યુ આધારી કારી બીજરી ચમકે માનુ અટાચઢી આયકેસુંદરી સુજાણ સાવળીંગા ચા લી જાય બજારમે શણગાર સબી લગાયતે, ૧૭૯

**કવીત**—સીસ ફુલ સરદાર. બેસરતો ફોજદાર. કરણુફુલ કારકુન કજરાતો કાજી હે નેનતો અમીર જાકે ચોધરી અધુર બેન. બાજુબંધ છડીદાર છટા છડી છાજીહે કાનુકે કુછ જાણ કંચુકી બીરાજમાન ન ક્ષશદકી જોબનકી જમાદારી ઝાજીહે સુંદરી સજે શણગાર પ્રીતમકુ મીલનેકુ ઝાંઝરકો સોરમાંનુ નોબત જ્યુ બાજી હે અંચકેરી ઓટમાનુ કોટકીયો ઘુઘટો એક હીચીત અલી મોરચો લદાયોહે મારેતો સમ શેર અતિ કટારી દીગ અંજનકો જીતકો નગારા અગડબંબકી બ જાયોહે, મોતીસમ નેન બાન કામકી બંદુકમામ મનહુકી અટક ઝઘંટો મચાયોહે. સેજ સુખકાં મીલે- આંભુષણ ખેતપરે આજ ઘોરી ઘર પર લે મન્દકુ ચઢયો હે ૧૮૦

આવી તરેહથી તેના શણુગારની અને તેના બદનની અગણીત શો ભા આપતી સાવળીંગા બજારમાં ચાલી જાય છે,

**ચોપાઇ**—નારી ઝાઝાનેહ બજારમે નીસરયાં; સારા શહેરનાં લો ક દેખી દીવાના હોઈ રહ્યા, ૧૮૦ જેમ હાથમાં દીવો સાર જોવાને નીસરી કોટે આભે કોય, ઝબુકે છે વીજળી, ૧૮૧

**સોહલો**—સુંદર બજારમે ચાલી જાય, લોક કહે રૂપાવતીવારે વાય; છેલ જુગે તેને કેમ સુહાય, હઇયુ કુટેને કરે હાયહાય.૧૮૨

આવી તાંહથી શાવળીંગા બજારમાં ચાલી જાય છે. એવામાં એક વાણીઓ ઘી તાવતો હતો તે હાથમાં ચાર મણનુ કુલ્લુ લઈ તાવડા માં રેડવા જતો હતો તેવામાં તેણે શાવળીંગાને જોઈ બેભાન થઇ ભોંયમાં ઘી રેડાઇ દીધુ પેલા વાણીઆએ ઘી ઢોળી નાંખ્યું તેથી વાણીયાને કહે છે.

**દોહરો**—પડયો બાજશુ કાજશુ. ને ઝપટકુ રંગીની ખાય,

વેંચતા વાણીઆરે, ઘ્રત ઢોળાઈ ઢોળાઈ જાય. ૧૮૪

હે વાણીઆ તેં એમાં શું દીઠુ કે તે ઘી ઢોળી નાંખ્યું ત્યારે વાણીઓ બ્રાહ્મણને કહે છે.

**દોહરો**—સાચા દલથી સ્મરણ કરીને વળી ચાલી જાય સુરત નુરત નીરધાર; મેર આવેતો માગીએરે, એવી નાની નાજુક નાર.

વાણીઓ કહે છે ઓહો એના રૂપ ઉપર એક કુલ્લું તો શુ એવાં પાંચ કુલ્લાં ઉતારીને ફેંકી દઉં. કોઈના સામુતો જોતી છે નહીં. ત્યારે બ્રાહ્મણ કહે છે, તુતો નુકશાન કરી તેના સામુ જુવે છે, પણ લાવજ્યે હુ એને ઉભી રાખીને બોલાવુ. એમ કહી તે શાવળીગાની સામો જઇ ઉભો રહયો પણ શાવળીંગાએ સામુ ન જોયું ત્યારે બ્રાહ્મણે શાવળીંગાને એક ધાવ કહયો.

**દોહરો**—નારી તું કંઇ નથી જાણતીને, વળી જાણે સ્નેહ શું હાય; આ છેલડો તને સામો મળ્યો, તુ રસની બીનીરે, કેમ જાય. ૧૮૬

તે સાંભળી શાવળીંગાને ઘણી રીસ ચડી, એટલે આંખ કાતરી બ્રાહ્મણના સામુ જોયુ એટલામાં બ્રાહ્મણને ચકર આવાં તેથી મુરછા ખાઇ એક કીચડનો ખાળ હતો તેમાં પડયો અને આંખો તરી ગઇ.

**ચોપાઇ**—સજ્યા શોળ શણગાર, પીયા કેરી જાળમાં; સાંધ્યાં નેણ કેરાં બાણ, બ્રાહ્મણ પડ્યો ખાળમાં. ૧૮૭

હવે પેલો વાણીઓ બ્રાહ્મણને ખાળમાં પડેલો જોઈ કહે છે કેબાપ્ત પાસે જઈને કેવો લાભ કમાગો અમે વેગળા રહયા ને નુકશાન તો થયુ પણ આબરૂ બોરતો છીએ તમારી પેઠે આવી રીતે બે આબરૂતો નથી થયાં હવે શાવળીંગા ઉભી બજારમાં ચાલી નીકળી અને તેનું રૂપ મહા તેજસ્વી આકાશની વીજળી સામાન છે પુનમનો ચંદ્ર અને હોળીની ઝાળની માફક પ્રકાશ પામી રહયું છે, અને જે જુવે છે તે મોહીત થાય છે એક સોનીની દુકાન હતી તેમાં તે ઘાટ ઘડતો હતો તે એને જોઈ પોતાનો હથોડો માથામાં મારવા લાગ્યો એવુ ભાન જતુ રહયું અને એક લવાર ઘમણ લઈ એરણ ઉપર મારતો હતો તે પોતાના પગ ઉપર મારવા લાગ્યો અને ચોરામાં જે ચારણ ભાટ બેઠેલા તે અને દુકાનોમાં વાણીયા તેને જોઈ મોહીત થયા.

ચોપાઇ—ચોરે મોહયા ચારણ ભાટ, બજારે મોહયા વાણીઆ; સોનીએ ફોડયાં શીશ લવારે પગ તોડીઆ ૧૮૮

એવી રીતે શાવળીંગા કઇકને છડકો મારતી ચાલી જાયછે.એવામાં જે ખાળમાં બ્રાહ્મણ પડયો છે તેની સ્ત્રી જમવાની વખત થઈ છે તેથી બ્રાહ્મણને ખોળવા નીકળી છે કે મારો પીટયો અણોટીયુ લેઇ કયાં ગયો હશે એવામાં એક આદમી કહેછેકે આ જાય છે એ બાયડીને જોઇ મુરછા ખાઈ પેલા ખાળમાં પડયો છે.ત્યારે પેલી બ્રાહ્મણી રીસ ચઢાવીને સાવળીંગા સાથે લડવા લાગીકે તુ મારા ધણીને મારી કયાં જાય છે ત્યારે શાવળીંગાએ રીસ ચઢાવી તેના સામુ જોયુ એટલે એ પણ ગાભરી થઇ ગઇ પછી શાવળીંગાને બ્રાહ્મણી કહે છે.

દોહરો—ચદ્રબદન મૃગ લોચનીને, રાંડ બળયો તારો જોનેરંગ; તુને દેખી મારો ખેઉ પડી ગયોરે, રાંડ કાદવ ભરીઓરે અંગ૧૮૯

હેરાંડ તારૂ રૂપ બળયું કે મારો ધણી તને જોઇ કાદવમાંપડયો તે સાંભળી સાવળીંગા કહે છે.

દોહરો—તુને દેખીને તરૂવર ઠગેને, વળિ હાથીના તુટેજોનેદાંત; જાવને સદઇર ઘેર સાકર વેંચોને, એતો જીવતો રહયોરે તારોકંથ

હે રાંડ મને જોઇને હાથીના દાંત ઊખડી પડેછે,પણ તારૂ નશીબ જોરાવર માટે તારો ધણી જીવતો રહયો માટે ઘેર જઈ સાકર વેહેંચ. એવું સાંભળિ બ્રાહ્મણી ઝંખવાણી પડી ગઇ અને ત્યાંથીજઈ પોતાના ધણીને ખાળમાંથી ઉઠાડી ઘેર લેઈ ગઇ હવે સાંવળીંગા બજારમાંથી ચાલી ચાલી દરવાજા આગળ આવે છે ત્યારે ત્યારે દરવાજામાં એક જવાન છોકરે કહ્યુ કે દેખો બડે મીયાં કયા મજેકી નાજુક નાર આતીહે ત્યારે બડા મીયાં બોલ્યા ભાઇ ચુપ રહે એતો કોઇ જીતી ચુડેલહે તુ નના હૈકે કયા બોલતા હે અબી બજારમેં બડા જુલમ કરકે આઇ હે એક સોનીકા ઉસકુ દેખકર સીસ ફૂટ ગયા. લવારકા પાંઉ તુટ ગયા અને એક બનીએકા સારા પ્રિટા સારા ઢીલા ગયા. એક બમન તો બીચારા બુરી તરેંસે પડા હે ને જો તું કુછ બોલોગા તો ફીર તેરીભી એસી હાલત હોયગી ને મેં ભાગ જાઉંગા છોકરો કહે કે ચાચા અમને કુછ ઉસકુ ગાલીતો નહી

દેતે હે અપનકુ કુચ કહેગી અપન ઉસકી સાથ સીધી બાત કરેગે એમ કહી છોકરો સાંવળીંગાને કહે છે.

**દોહરો**—નારી મારી તુને છુટીરે કટારીને, વળી નહી બરછીરે તલવાર; દોરે નેનુસેં તુને મારરીયેને વલી ઘાયલ કીનીહે બજાર. ૧૯૨

છોકરો કહે છે કે હે સ્ત્રી તેરી પાસે કુચ હથીઆર તો હેનહી ને તુંને સારી બજાર કતલ કરડાલી એતો બડા જુલમકી બાત તુંને કી. એ સાંભળી સાવળીંગા કહે છે.

**દોહરો**—તીલડી ચોડું તો તીઆં ત્રીસ મરેને વળી સેંથેપુરૂ તો મરે વીસ; કાજળ આંજુ તો કેર કરૂને. વળી નીલના મરે પાંચ પચીસ. ૧૯૨

હે મીઆં આટલા તો હુ શણગાર કરતી નથી નહી તો મને દેખે એટલા ભોંય પડે. એમ કહી થાળ લેઇ દરવાજા બહાર ચાલી નીકલી એવામાં એની એક સહીયર નદીએથી નાહી ઘેર જતી હતી અને તે સામી મળી. ને તેને ઉતાવળી જતી જોઇને કહે છે.

**દોહરો**—કંચન થાળ જોને કર ગ્રહયોને, વળી તારે હઇયે હરખ ન માય; પગરે પડે છે ઉતાવળાને સઇયર કયાં જાય. ૧૯૩

**ચોપાઈ**—કહોને સહીયર કયાં જાય એકાએક નીસરી; મુજ સહીયરનો સાથ તે તો તુ કેમ વિસરી ૧૯૪ તારા દલની વાત, મારા આગળ નહી કરે; સરવે સાહેલીઓની આણ. અહીંથી જોતું ડગલું ભરે. ૧૯૪ હે સઇયર થાળ લેઇ તું ઉતાવળી ઉતાવળી કયાં જાય છે. તે મને કહયા વગર જાય તો તને આપણી બધી સહીયરોની આણ છે; તે સાંભલી સાવળીગા કેછે.

**દોહરો**—મેં માનતી શીવની માનતાને. વળી દીવસ ચડતોરે જાય; જાવું છે ગોરની વાડીએરે, મારાં ફુલડીઆંરે કરમાય, ૧૩૬

હે બેન મેં સદાશીવની માનતા માનીછે તે માટે ગોરની વાડીએ જાવુ છે તે દહાડો ચઢે છે માટે મારાં ફુલ કરમાય તેથી હું ઉતાવળી જાઉ છુ તે સાંભળી તેની સહીયર કહે છે,

**દોહરો**—છાલડીયુ તો તારી મોડી લાગેને, વળી નેણ્યાં નમીલ

મારાં મુલ. જાવને ગોરની વાડીએરે, ત્યાં તો કેઇ કેઇ જાતના ફુલ.

હે બેન તુ ગોરની વાડીએ જાયછે તો ત્યાં કેઇ કેઇ જાતનાં ફુલછે તે મને કહે તે સાંભલી સાવળીગા વિચાર કરે છે કે મેં ગોરની બાડી નથી દીઠી તો એને ફુલ શી રીતે બતાવું પણ પોતે ઘણી ચતુર છે તેથી ફુલનાં નામો જાણેછે તેથી તેને કહી બતાવેછે.

**ચોપાઈ**—ચંપો મરૂવોને ચાળ, વળી કેવડો ને મહી કેતકી; જાઇ જાવંતરીને ડેલર. ચંએલીરે બહુ ફુલી ૧૯૮ વરણ અઢારે ભાત. તે જુદી જુદી જાતડી; છે એક ચંપાનો છોડ. તેમાં વળગી મારી વેલડી. ૧૯૯ કરમ સંજોગે કોય, વળગી છે વેલડી; કહુંછું સાચી બાત સાંભળ મારી સાહેલડી. ૨૦૦

એમ કહી પોતાની બેનપણીને સમજાવેછે બહેનપણી કહે બેન તારી બોલી ઉપરથી બધી મતલબ હુ સમજી ગઇ.

**સોહલો**—સચર વીતી સએરે ભાર, કાંક રાખો બોલ્યાનો વિચાર; વેણે વેણે પાડો ભાત, પણ આપણ ઉત્તમ મહાજન જાત.

હે બેન ગણી ગણીને બોલતો આપોછો પણ જોજો કાંઇ માંહી વાંકુ ન થાય એમ કહી ફરીને કહે છે.

**દોહરો**—સાંભળ મારી સાહેલડીને; વલી કાંઇ રાખોને વિચાર, જુગતે કરીને જમાડજોને, વળી એ પલ લેજોને ઉગાર. ૨૦૨

હે બેન જુગતીથી રાજાને જમાડજો ને પળ સાચવી લેજો સાવળીંગા કહે તારા કરતાં મારામાં અકલ ઘણી છે એમ કહી કહેછે.

**દોહરો**—સાંભળ મારી સાહેલડીને, વલી મેંતો પુરણ કીધાં કામ જુગતેથી રાજાને જમાડશું ને મારી, લાજ તો રાખે મરો રામ.

હે બેહેને લાજ તો પરમેસ્વર રાખનાર છે, એમ કહી પોતે વાડીનાં ચાલી, અને સહીઅર હતી તે શહેરમાં ગઇ. હવે રસ્તે ચાલતાં બે રસ્તા આવ્યા એટલે ખમકાઇને ઉભો રહી તેવામાં એક ગોવાળીઓ આવ્યો તેને પુછેછે.

**દોહરો**—સોના ઉઢાણી શીરપર ધરીને વલી માથે તે મેલ્યો ભાત; ભાઇ ગોવાળીઆ વીરા વીનવુરે, ગોરની કેઇરે વાડીને કેઈ વાટ.

હે ભાઇ મારે ગોરની વાડીએ જવુંછે તેનો રસ્તો કીયો ત્યારે ગોવાળીઓ બોલ્યો.

દોહરો – ઊંચા તો આંબા અને આંબલીને વળી નીચેછે દાડમ દ્રાક્ષ; ઉપર સુડા જોને સાટવેરે, તારી એરે વાડીને એ વાટ.

હે બેન આ આંબા અને આંબલીઓ દેખાયછે અને ઉપર સુડા કલોલ કરે છે. કોઇ ઉરાડતુ નથી ને રાજા નીરાંતે બેઠાછે એ તમારી વાડી તે સાંભળી સાવળીંગાએ પોતેહરખમાં ચાલી જાય છે અને જ્યાં પવનના ઝપાટાથી માથા ઉપરનું ચીર. ખસીને અંબોડે આવી રહ્યુંછે. અને મુખારવિંદ ઉઘાડુ તેજ મારી રહ્યુંછેઅને ચોટલા વેણુને પટીયાં કાળા ભમરાની માફક ઝળકી રહ્યાંછેઅને પોતે મહા મદમાં હરખાતી હંસની માફકકુદતી ચાલી જાયછે એવામાં વેગળેથી સદેવ તે આવતી જોઇ મનમાં મહા ખુશી ને કહે છે.

ચોપાઈ–છુટે પટે જોને નાર, એમના એમ આવજો; સનઘટ કુરી આંચ; આડી નવ લાવશો. ૪૦૬ છુટે જોને નાર; લાગે બહુ સારીયાં; સાવળીગા મમ તોલ, નાવે દુજી નારીયાં. ૨૦૭

એ સાંભળતાં સાવળીંગા વિચાર કરેછે કે રાજાએ મનેલાજ કહાડવાનું કહ્યુ તેથી પોતે ઘુઘટો તાણી ચાલી આવી.

ચોપાઈ–અવલી ફરીરે અલબેલ, આપેરે સમારીયાં;સન ઘટ ઓઢા તાણ; ઘુઘટ લેઈ વાળીઆ, માથે સોનાનો થાળ, જળ, ભરી યાં ચંપાના થડ હેઠ, આવીને ભાત ઉતારીઆ. ૨૦૯

ચંપાના થડે ભાત ઉતારી પોતે ઓથી ઉભી છે તેથી રાજા મહા કોપાયમાન થયા; કેમકે મે કહ્યુંતું એમનેએમ છુટેપટે આવજે. ને તુંતો ઘુંઘટો તાણી આવી, મને તુ જમાડવા આવી છે કે રોવા. એમ કહી રીસાઇ પોતે ત્યાંથી ઉઠી આઘા ગયા.સાવળીંગાનામનમાં કે રાજા પેશાબ કરવા ગયા હશે તે હમણાં આવીને હાથ પગ ધોશે પણ રાજા તો ઘડી થઇ તોયે આવ્યા નહિ સાવળીંગાના મનમાંએમ આવ્યા કે હુ ભાત લેઇને મોડી આવી તેમાં રાજારીસાયા પણ હમ

ણું મનાવુ છું એમ કહી ચંપાના ઝાડને કહે છે.

દોહરો—ચંપા તુજને ભમર છંડે, વળી મુજને છંડેરેસાજના હેતને પ્રિતે આવીયાંરે, કેમ રીસે ભરાયા રાજના,

સોહલો—રીસે ભરાંણાં એ રાજનાં ગોયાં ગરવા મારા સોજા સાજનાં; કશું નથી વાલા તમને કોણ દુભાણાં જેમ દુશમનનાં વેણ.

હે રાજા તમને મેં કશુ કહ્યું નથી ને દુશમનના વેણ સાંભળી જેમ દુભાયા હો તેમ તમે રીસાઇ કેમ બેઠા છો ને હુ એક ડગલએ ચાલુ નહિ તે તમારા જીવને ખાતર ત્રણ ગાઉ ચાલી આવી ને પગમાં તો ફોલા પડી ગયા છે તોયે તમે બોલતા નથી એનું કારણ શું! રાજાને રીસ ચઢી કે રાંડ મને જંપવા નહિ દે તેથી સુડા ટોવાનો માળો હુતો તેના ઉપર ચડીને બેઠા. સાવળીંગા કહે મહારાજઆમ નાશાનાંશ કેમ કરોછો આ પાણીછે તે લેઇને પગ ધુઓઅને કહો તો થાળ અહિ લાવુ રાજાને મહા રીસ ચઢી તેથી એકઆંબલાની સોટી લેઇને ઝપાટી દીધી તે શાળ ઉડયો અને ઝારી હતી તે માંથા ઉપરથી ઉંધી વળી. તેથી તમામ પાણી સાળુ ઉપર પડયુંને સાળુ પલળવા ગયો. પછી નીચે બેસીનેરોવા માંડયુ ને પોતેપચસતાપ કરે છે કે મેં ગરમાં તો કોઇનો હજુ સુધી દુકારો ખાધોનથી ને અહીયાં માર ખાવો પડે છે મારા કરમનો વાંક છે પણ રાજાપોતે રૂવે તોય તે બોલતાં નથી તેવી શાવળીંગાએ જાણ્યુ કે આ બપોર તો થયા ને સાજ પડશે માટે જઇને બોલાવુ એમ કહી રાજા પાસે ગઈ અને કહે છે.

દોહરો—તૂંને વાર્યે ઝપેટીયોને, કેમ રાજા માળે ચઢયોરે સુજાણ ઝરઝર મારે માથે નીર ઝરેરે, તુને કેમ ન આવેરે કમાણ. ૧૦૨

હે રાજા તમને જરાએ દયાનથી આવતી કે તમે વામાં ગાંડા થઇ ગયા રાજા કહે મનેતો કંઈ વાકુ થયો નથી તને કહ્યુતુકે આવતીતી એમને એમ છુટે પટે આવ ત્યારેતો તુ ઘુંઘટો તાણીને માસ નામનો છેડો વાળી આવી એમ કહી કહે છે.

**ચોપઈ**-છેલ જમાડવાને કોય, આવી તુંછો ગોરીયાં,કરોધ થ
કીરે કમાન. પગ રે ઉપાડીયાં. ૨૦૪

તુ મને જમાડવા આવતી હતીકે કરોધ કરીમારવા આવતી હ
તી તે સાંભળી સાવળીગા કહેછે હે રાજા એમારો સ્રીનો ધરમછેહ
લાજ મરજાદથી આવવુ પણ પવનથી મારા અબોડાઉપર ચીરનો
છેડો આવી ગયો તેને ખસેડતાં જરા નીચે ઉતરી ગયો. તેમાં મારો
વાંક શુ કહાડો છો,

**ચોપાઇ**—લાગી પવનની આંચ; સનવટ થારાં ઉડીયાં;આચા
સાળુકોય, અમર લેઇ ઓઢીયાં. ૨૦૪

એવુ સાંભળતાં રાજા મનમાં ખુશી થયાં ને મનમાં કહેછેકેભા
પડીને વગર વાંકે મારી પછી થાળ પાસે આવીને બેઠા એટલે શા
વળીગા કહે છે.

**દોહરો**—નદી નીરાંતે નથી સરોવરાને, વળી નથી કુવામાંજોરે
કોસ; નીર ડોળીયાં નહી મળેને, રાજા દેશો કાંઇ અમને દોશ,૨૦૫

**સોહલો**—દેશો કાં તમે અમને દોશ, અને ચઢયો તે ઉતારો
રોશ; સમશા સમજીલ્યોતમે જાણી, પણદુબીયાં તે ન મળે પાણી

હે રાજા આ પાણી તમે ઢોળી નાંખ્યુ તે હુ કયાંથી લાવીશ.
આંય કંઈ સરોવર કે કુવામાં કોસ નથી ને અમને દોશન દોશોતે
સાંભળી રાજા હસી પડયા ને સ્રીને કહેછેકે જમાડશે તે પાણી ન-
હિ પાય વાસ્તે પાણી લેઇને આવેતો જમીયે નહી તો થાળ લેઈ
પાછાં ઘેર જાઓ અહિંયાં તમારૂ શુ કામ છે, શાવળીગા કહે મહા-
રાજ કયાંથી લાવુ ત્યારે સદેવંત કહેછે,

**દોહરો**—હંસ કુવોને હંસવાવડીને, વળી હંસલી નુસેચનહાર
નીર ભરીઆવો સુદરી તે આપણે ભોજના જમીએ સાર

હે સ્રી આ હંસ કૈવા ઉપરથી પાણી લઈઆવો ત્યારેસાવળી
ગા હાથમાં રૂપાની ઝારી લેઈ કુવા ઉપર ગઇ અને પોતાનો સાળુ
બાંધી કુવામાં ફાંસી પણ કુવો ઉડો તેથી પહોચી નહી તે
થી કુવા ઉપર ઉભી રહીછે એટલામાં વાડીની બહારની તરફ ગોવા

ળીયો ગાયો ચરાવે છેતેને કહ્યું ભાઈ અહિં કહી પાણીમળશે ગોવા ળીયો કેહે કુવામાં છે ને નહી સાવળીગા કહે કુવામાં તો ચીરપ હોચતુ નથી ત્યારે ગોવાળીયો કહે શહેરમાં જાઓતો મળે, નહીતો અહીથી બે ગાઉ ઉપર નદી છે ત્યાં જો તમે જાઓતો મળે. શાવ ળીગા વીચાર કરેછે કે શહેરમાંથી તો મહા મુશકેલાઇથી આવીછુંને વળી શા રીતે જાઉ અનેપાણી વીના જમશે નહી માટે નદીયે જા ઉ પછી ચીરનો કાછડો વાળી હાથમાં ઝારી લેઈ પોતે નદી ભણી ચાલી રસ્તામાં જતાં પગમાં કાંટા વાગે અને ચીરમાંટામાં ભરાઇને ફાટવા લાગ્યુ, અને શરીરે પરસેવો વળે છે એવિ રિતે ઉજડ વગ ડામાં ચાલી જાયછે હવે નદીયે જઇને વિચાર કરેછે કે અહીયાં કો ઇછે નહિ માટે નાહી લેઉંપછી લુગડાં ઉતારી નદીમા ન્હાવા પડી ત્યાં નદીની તીરે એકસીમળાનું ઝાડ ઉગ્યુ હતુ તેને કહેછે

દોહરો.—નદી કીનારે સીમડાને, ભાઈતું કયાંનાંઉગ્યો દુર;
તારૂ જોબન તહારા ફુલડાંરે તે તો જાયછે વેહેતા પુર.૨૧૮

તે સાંભળી સીમલાનું ઝાડ સાવળીગાને કહેછે.

દોહરો—હુ નદી કીનારે વસુસીમડાને, વળી સોટા પાંસરો દોર
તારૂ જોબન ને મારાં ફુલડાંરે, ભુડી જાયે વાને વટાળ. ૨૧૯

પછી એક ચંપાનું ઝાડ હતું તે જોઇને કહેછે મારા રાજા ચં પાની સુગંધ લે છે તેમ મને પણ અહીં ચંપાની સુગંધ મલિમાટે એંધાણી સારૂં તેનાં બે ચારેક ફુલ વેણી લેઉ, એમ કહી ફુલ વેણુવા લાગી હવે નદીની સામી તીરે એક કેળનૂં ઝાડ હતું. તે પોતે ચં- પાને કહે છે. મારા અમરત જેવાંફળ, ને મારાપત્રમાં સઉ ભોજ- ન જમે છે તેનું તો નામ નથી લેતી અને તારી પાસે ભમરે સરખો નથી આવતો તે તારાં ફુલ આ કોમળ સ્રી હરખથી વીણે છે ભાઈ તૂંતો મહા નસીબવાન એમ કહી કહે છે.

દોહરો—ચંપા તુંતો સભાગીઓને. વળી સીનલ તારી જોને છાંય; સાવળીગા વીણે તારાં ફુલડાંરે એતો લખીરે કરકર બાય.

હે ચંપા તુંતો સભાગી છે કેમકે સવળીગા સરખી લાંબો થ

કરી તારાં ફુલ વાળે છે તે સાંભળી ચંપાનું ઝાડ કહે છે.

દોહરો–ચંપા કહે અમે સેના સભાગીયાને; વળી સભાગીયા રાણીજીના હાર; હૈયારે ઉપર જોને હીંચકેરે, તેતો દહાડામાં સોસોરે વાર ૨૧

હે બાઇ હું સેનો સભાગીયો પણ સભાગીયા રાણીજીના હાર કે તે દીવસમાં સો સો વાર ડોકમાં હીંચે છે. તે સાંભળી હાર કહે છે.

દોહરો–હાર કહે અમે સેના સભાગીયાને, વળી સભાગીયાં રાણીજીનાં ચીર; કેડે પડે જોને પાટલીને વળી વેંટાય વજોરે શરીર. ૨૨

હે બાઇ મને શું કહો છો પણ જે રાણીજીના ચીર તેતો આખો દીવસ શરીર ઉપર રહે છે તે સાંભળી વળતી ચીર કહે છે.

દોહરો–ચીર કહે અમે શેના સભાગીયા વળી સભાગીયાં નદીયુના નીર; ચીર ઉતારી કાંઠલે મુકયાને વળી નીરને સોપ્યારે શરીર.

હે બાઇ જો અમે સભાગીયાં વહાલાં હઇએ તો વળી અમને ઉતારિ વેગળે મુકે પણ સભાગીયા નીરકે જેને આખુ શરીર સોંપી દીધુ છે તે સાંભળી નીર કહે છે.

દોહરો–નીર કહે અમે સેના સભાગીયા ને, વળી ઉલટે ધુવે જોને મેલ; સભાગી સાવળીંગા સુંદરીરે એને રૂડો મળે કોઇ છેલ. ૨૨૪

હે બાઈ સાવળીંગા સભાગી કે તેને જે પરણે તે સભાગી પણ અમે શેનાં સભાગી ઉલટો અમારામાં મેલ ધુવે છે તે સાંભળી સાવળીંગા કહે છે.

દોહરો–સાવળીંગા કહે અમે સેના સભાગીયાંને, વળી સભાગીયા સદેવંત રાજ રૂડા રાજા માનશે તો, બાઈ સધાર્યા અમારારે કાજ. ૨૨૫

બાઇ હું સેની સભાગી પણ સભાગી મારા રાજા કે આરસું કરતાં રીસાઇને બેઠો છે. જો હવે કંઇ કરતા મનાય તો સારૂ નહિતો મારો ફેરો અફળ થશે એમ કહી લુગડાં પહેરી પાણીની ઝારી ભરી પોતે વાડી ભણી જાય છે.

દોહરો–શાવળીંગા રૂપસ્વરૂપ, વાડી દિસા ચાલીયાં; કાજળ

કાળી રેખ, નેણુંમે ડાલીયાં. ૨૨૬ સજ્યાં સોળ શણુગાર, આપરે સમારીયા, કે કોનાં બાંધ્યાં કોય, વાડીયે પધારીયાં. ૨૨૭.

સાવળીંગા વેગળેથી ઉતાવળી સાસ ભરી ચાલી આવતી સદેવંતે જોઇને મનમાં વિચાર કરે છે કે હે સ્ત્રી મારે સારૂ જે તું એક ડગલું ન ભરે તે બે ગાઉ સુધી નદીએ જઇને પાંણી લાવે છે. મેં તને વગર વાંકે મારી એમ કરી પોતે કહે છે કે હવે આવે એટલે ઝટ જમવા બેસવું પણ જ્યારે સાવળીંગા પાસે આવી એટલે વિચાર ફરી ગયો કે શું આપણુ એને પહેલા બોલાવીએ ગરજ હશે તો ધણી એ બોલાવતી આવશે એમ ધારી રીસાઈ બેઠા ( કહેવત છે કે દોરી બળે પણ તેનો વળ ન જાય ) હવે સાવળીંગા પાણી લઈ આવી પાસે ઉભી પણ રાજા બોલતા નથી સાવળીંગા મનમાં કહે છે કે એને ખબર છે કે મારા જીવને ખાતર એ ગાઉ ગઇ હતી ને આતો પાછા રીસાઇને બેઠા પણ હશે આપણે નીચાંતો નીચાં એમ કહી રાજાને બોલાવે છે.

દોહરો—રૂડી ચંપા કેરી છાંયડીને, વળી વાયરે શીતળુ વાય. જમીલોને રાજનાંને, વળી આ ભોજન ટાઢાં થઇ જાય. ૨૨૮

દોહરો—પીરશા વિના જોને પદમણીરે એતો કામની કેમ ખવાય; અવર પુરૂષને ઓરતેરે એનો જુગતે જુગતેરે જમાય. ૨૨૯

હે શાવળીંગા તુ કહેછે જમી લ્યો પણ જનવાની તો જુગતીછે ને તું પીરશા કર્યા વગર જમીલ્યો કહેછે ને પીરસતી તો છે નહી તે સાંભળી સાવળીગા બોલી હે રાજા હવે સાંજલો પડવા આવીએ અને કોઇ જોવા માટે આવશે તો મોટો વરઘોડો થશે પણ મને તેની તો દરકત નથી તમે જમો તો ખરા હુ કોઈની બીક રાખતી નથી.

દોહરો—જેમ મેદની જોવા મળેને, લીલામાં કેર વરતાય, તેમ જમશો રાજણાતો, તેમ જમાડુ મારા રાય. ૨૩૦

હે રાજા જો લોકોની ઠઠ જોવાને મળેને મારો વિવા અસર હોય તેમ જો જમશો તોએ તેમ જમાડીશ તે સાંભળી સદેવંત ખુશી સાથે સાવળીગાને કહે છે

**દોહરો**—સુણ શાવળીંગા સદેવંત કહેને વલી વરતાઇ રહી બધી વાત હેતેને પ્રીતે પરણશું ને, વલી નહી વટલાવું મારા હાથ.

હે સાવળીગા હવે તો તારી સાથે પરણીને જેમ વરતણુ જ મેં છે તેમ જમીશ મારા હાલા હાથ હવે નહી વટલાનું તે સાંભલિ સાવળીગા કહે છે.

**દોલરો**—સુણ સદેવંત શાવલીંગા કહેને, વલી તનમાં રાખુ જેને ટેક; આજ મારા જમાડુ રાજને વલી વીવા કરતાંરે વિશેષ ૨૭૩

હે મહારાજ જો તમારી ઇચ્છા હશે તો મારા વિવા કરતાં વિશેષ રીતે જમાડીશ. પરણીને શું કામ છે તે સાંભલી સદેવંત કહે છે

**દોહરો**—સુણ સાવલીંગા સદેવંત કહેને; વલી પાળો કેન પાળો પ્રીત; હેતેને પ્રીતે અમે આપીએરે, તમને રાજવળાની રીત.૨૨૩

હે સાવલીંગા હું તો મારા રાજવળાની રીત આપુંનો ખરો પણ તું પાળે ત્યારે તે સાંભળી સાવળીગા કહે છે.

**દોહરો**—સુણ સદેવંત સાવળિગા કહેને, વલી પાળીશું અમે પ્રિત; હેતેને પ્રિતે અમને આલજોને, તમારી રાણીજીની રીત.

હે રાજા અમે તે પાલશું માટે અમને તે આલજો એ સાંભલી સદેવંત મનમાં બહુ હરખ પામ્યો તેમ સાવલીગા પણ ખુશી થઈ પોતે કહે છે.

**સોહલો**—હશી હશી કામની જોને ઝાલે હાથ; ને સાંભળો સ્યામ મારિ સાચિ વાત કોડેથી આજ જમુરે કંસાર સૌ મરલોક જુવે સંસાર. ૨૭૫

હે રાજા મરને લોક ગમે એટલા જુવે પણ આજ કોડેથી કંસાર જમીશને જમાડીશ એમ કહી સદેવંતનો હેતથી હાથ ઝાલે છે.

**ચોપાઇ**—ચંપા કેરિ છાંય રમાડુ રૂડા છેલને મેલી મરજાદ કરૂ રંગના રેલને ૨૭૬ કહીં કરોની વાત દલવિ હું તો નહી રહું આજે માનની મોજ નહી તો વખ ખાઇને મરૂં ૨૭૭

હે રાજા હવે હુ કોઇની લાજ મરજાદ મરજાદની નહી આને તમારી સાથે સુખેથી વાતો કરીશ અને મારા મનના કોડ પુરા તો

સાંભલી સદેવંત કહે છે.

દોહરો--કહોતો કામની તુનેહીરાદઉને વલી કહોતો આલુંગામને ગરાસ; મોઢે આવે તે માગજેરે, કામની તુને તરૂઠોછુરે આજ.

હે સ્ત્રી તું કહેતી હોઉ તો તેને હીરા મોતી આપું કહે તો ગામને ગરાસ આપું તારે મોઢે આવે તે માગજે હુ તને તરૂશમાન થયો છું તે સાંભલી સાવલીંગા કહે છે.

દોહરો--કુડિ લાલચ્યને શુંએ કરૂ ને એતો ખાધેથી ખુટી જો ને જાય પણ એક વચન માગુ અલબેલડાને, તે જુગે જુગ નહી વીસરાય. ॥ ૨૩૫ ॥

હે રાજા હુ માગુછુ શુ ને આપોછો શુ એવિ હીરા મોતીની ખોટી લાલચ શું કરવા આપો છો મારે ઘેર કાંઈ કમીના નથી. એતો ખાધાથી ખુટિ જવાની પણ હુ તો એક તમારિ પાસેથી વચન માગુંછું જે જુગેજુગ વીસરિએ નહીએવું માગુછુતે સાંભલી સદેવંતકેછે

દોહરો--એકતો મારા ઘર કેરિ ગોરિયાંને, એક મારા નેણાંકેરિ જોતે નાર; તુજ ઉપરથી બીજી સુંદરિન, હુ વારી નાંખુ સોસોવાર.

હે સ્ત્રી કહેતો તને મારા ઘરની સ્ત્રીની માફક ગણું અને મારી સઘળી રાણીયો તારા ઉપર વારી નાખુ તે સાંભળી સાવળીંગ મનમાં કહે છે કે ઘડીમાં રીસાઇ જાય છે ને ઘડીમાં પાછા મળી જાય છે તેનો વિશ્વાસ શો પ્રીત કરીયે તે જનમ સુધી નભે તો તો સારૂં નહિતો ઉલટી ફજેતી થાય એમ કહી રાજાને કહે છે.

દોહરો-નફ્ટ આવો નોતી જાણતીરે નીકર પગરે ઉપાડતી જોય; એરે ઘડીને કારણેરે, રાજા ઘરનાં ગુલામરે ન હોય. ૨૪૧

હે રાજા તમારા જેવા નફ્ટ કોઇ નથી, અને આવુ જાણુતી હોત તો જોઇને પગ ઉપાડત કેમકે ઘરનાં ગુલામની માફક બે દિવસ રાખી કાઢી મુકો એમ થવાનું નથી એ સાંભળી રાજાને ક્રોધ ચડયો. કે મને તેં નફ્ટ કહ્યો પણ હુ તને મુકનાર નથી એમ કહી હાથમાં તરવાર લઇ ઉભો રહ્યો.

દોહરો-સુણ સાવળીંગા સદેવંત કહે ને વળી મેલી તે મ-

નની લાજ શીશ પડેને મારૂ ધડ લડેને, વગી તોએ ન મેલુ તુને આજ.

**સોહલો**–તોય ન મેલું તુને આજ, કેમ કરી રહેશે તારી લાજ સમસ્યા સમજીને તુ લે અને કહેવુ હોય તે અમને કહે ॥૨૪॥

એવાં રાજાનાં વચન સાંભળી વિચાર કરે છે કે રાજા મેલનાર નથી ને મરશે મારશે, પણ હુ એની રીસ ઉતારૂ એમ કહી કહે છે.

**દોહરો**–શીશ સલામત રાજવીને, તમે જુગ જુગ અમર રહો અમે ઘર દિશાએ ચાલીયેને વગી કહેવું'રે હોય તે કહો. ૨૮૪

હે રાજા તમે આટલા બધા કોપાયમાન થઇને મારવાને અને મરવાને કેમ ઉભા થાઓ છો અમે અમારે ઘેર જઇએ છીએ એવાં વચન સાંભળી સદેવંત રાજા તલવાર મેનનાં કરીને કહે છે તુ જઇશ નહી ગયા કેડે મને ગમશે કેમ ને તને તો નહી મારૂ પણ મારો જીવ ખોઇશ તે સાંભળી સાવળીંગા કહે છે.

**ચોપાઇ**–શીશ સલામત રાજ એવી રીસ નવ રાખીયે પ્રેમ પ્યાલા તમારે હાથ સબ રસ ચાખીએ. ॥ ૨૪ ॥ દીધાં હોય કીરતાર, તેતો આપણ ખાઇએ; આપ્યાં દાન કથીર, સોનું કાંથી પાઇયે ॥ ૨૪૬ ॥ સોનુ રૂપ સ્વરૂપ, તેમાં નહી વાસના; નફ્ગ કીનો નાગરવેલ ભુલ્યો ભવતારનાં ॥ ૨૪૭ ॥

**દોહરો**–હમણા એમ વરતાવશો તો વળી કુળમાં કરીશજ કેર અમને આવડુ શીદ કહેને, વળી વધાત્રા શુ તારે વેર. ૨૪૮

**સોહલો**–વિધાત્રા શુ તારે વેર, કહિયે તો લાગે કડવું ઝેર, હવે નથી તુ મારે હાથ, નોતરજો માજનની નાત. ॥ ૨૪૯ ॥

રાજા કહે છે કે તારે મને ચોડવીને અહી લટવું છે.

**દોહરો**–સુણ સાવળીંગા સદેવંત કહેને હુતો ભુલ્યો તે ભેદ બતાવ ભોજન કરીયે આપણુ બે જણાને વગી એક થારીરે યું લો આવ ॥ ૨૫૧ ॥

**હે અી જુલતો હક તો તુ બતાવ, ને હવે રીસ નહીં કર**

માટે આવ આપણે ભેગાં બેશીને જમીયે ત્યારે સાવળીંગા કહે છે હે રાજા તમારા તે ભેગાં બેસીને વટલાઇ મરવું છે તમે રજપુત અને અમે વાણીયા એમ કહિ રાજાને કહે છે,

દોહરો—અમે વેપારી વાણીયાને રાજા પરિયે વેચતાંરે તેલ તમારે અમ વચ્ચે અન્તર ઘણો ને વળિ કયાંરે ચંપોને કયાં કેળ. ૨૫૨

હે રાજા અમે તો તેલનાં વેચનારાં, જેમ કેળ અને ચંપાને આંતરો છે. તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો—નથીરે વેપારી તમે વાણીયાને, ગોરિ નથીરે વેચતા તમે તેલ, તમારે અમારે રાણી અંતર નહીને, જેમ ચંપે વિટાણી નાગરવેલ. ૨૫૩

હે સાવળિંગા તું તેલ કયે દીવસે વેચે છે. માટે ચંપાને જેમ નાગરવેલ વીટાયલી છે તેમ તુ મને વીટાયલી છું હવે તારા મારા વચ્ચે અંતર શો રહયો છે, અને વહાલામાં વટાર હોય નહી તેથી તું મારા ભેગી આવીને બેસ. તે સાંભરિને સાવળિંગા કહે છે.

દોહરો—સોનુ જાણીને રાજા સંગ કરૂ ને, વળિ નિપજે જાત કથીર કાયા વટને અને પત ખોઇએ તો વને સાંસા પડેરે શરિર

હે રાજા તમે કહો તો તમને હુ હાથેવતી જમાડુ પણ તમારા ભેગી બેસીને હુ જમવાની નહી કેમકે સોનુ જાણીને સંગ કરૂ ને માંહેથી કથીર નીકળે તો કાયા વટાળી પછી વીચાસવુ પડે માટે ત મે તમારી મેળે એકલા ખાઓ એવાં મોટાઇનાં વચન સાંભળી સ- દેવંતની આંખમાં રોસ ભરાયો તેથી થાળને ખશેડી મુકી પોતે હા- થ ધોઇ વેગળા બેઠા અને કહેછે તુ તારી મેળે પાછું લેઇ જા મારે હવે ખાવુ નથી હવે શાવળીંગા વિચાર કરેછે કે આતો ઉલટી વ ળી પાછી પળ થઇ. રાજા પાછા રીસાયા તેથી રાજા પાસે જઇ ક હેછે કે હુતો તમને મશકરિમાં હસતી હતી એટલા સારૂ શુ રિસાઇ બેઠા. આવો આપણે ભેગાં બેસીને જમીયે તેમ તેમ રાજા અવળુ મોંઇ બેસેછે. અને કહેછેકે મારેતો હવે ખાવુજ નથી.ત્યારે શાવળીં ગા મહા રૂદન કરેછે ને રાજાના મોઢા આગળ ખોળા પાથરેછેતોયે

રાજા માનતા નથી.

**સોહલો**—નરની આગાડી નારી ખોળાધરે, તેમ તેમ અલબેલો અવળો ક્રરે; નારી બેઠી રૂદનજ કરે આંખે આંસુડાની ધારા ઝરે.

તોયે રાજા મનમાં કાંઈ દયા લાવતા નથી અને રિસાઇને વેગળા બેશી રહ્યાછે. શાવલીંગાએ વિચાર કરયોકે હુ હવે રીસાઊ તે વીના એ મનાશે નહિ એમ ધારી પોતે રીસાવાનો ડોળ કરે છે-

**ચોપાઈ**—આંખે આંસુડાની ધાર, અલબેલી ઉડીયાં નારે માનો મારા રાજ, હવે જાઊં ઉડીયાં. ૨૫૬ મળશે રાણાને રાજ, જવાબ તે માગશું; પદમણ કહે છે રાજ. પ્રાણ અમે પાડશું.

હે રાજા હવે તમે માનતા નથી. તેથી હું પ્રાણ મુકીશ. એમ કહી શાળુનો કાછડો વાળી કહેછેકે તમને હું ઘણુંએ કહુંછું પણ તમે માનતા નથી માટે હવે હું આ કુવે પડી મારો પ્રાણ તમને આપીશ અને તેનો જવાબ પરમેશ્વરને ત્યાં માગીશ. એમ કહી કુવા ભણી ચાલી એટલે રાજાના હોશ ઉડી ગયા અને વિચાર કરેછે કે રાંડ કુવે પડી મને નામોશી આપશે તેથી રાજા પોતે ત્યાંથી સાવળીંગાને ઝાલવા દોડયા અને કુવા ઉપર જતાં જતાં તેનું કાંડુ ઝાલી તેને પાછી ખેંચે છે તોએ તે માનતી નથી, અને કુવાભણી તણાતી જાય છે. ત્યારે સદેવંત તેને નાના પ્રકારના કાલાવાલા છે અને કરગરે છે ત્યારે સાવળીંગા કહે છે.

**ચેચોપાઇ**—પાલવડે મત જુમ, ભમરા તુ ક્રે વાંવળા; આંબે હાથ ન લગાડ, આંબાછે રાવળા. ૨૫૮ કાચી કલીયુ મત તોડ.તુટે ચીર ડાલીઆં; છેડા અમારા છોડ. દેઉગી તુંને ગાલીયાં. ૨૫૯

હે સદેવંત તુ મારો પાલ મુક અને મારૂ કાંડુ ઝાલે છે તે મચકાઇ જશે. તેથી હું તને ગાળો દેઈશ તે સાંભળી સદેવંત કહે છે.

**ચોપાઈ**—ગાળુ દેને દશવીશ. ગાળુ તારી સાંખશુ, તુજ સરીખી નાર, તેતો ઘેર રાખશું. ૨૬૦ શેઠ મોટા શાહુકાર. લુટાવે ફુલ વાડીયાં; તું કળી એક ગુલાબ કાંયકુ દેતી ગાલીયાં. ૨૬૧

હે સ્ત્રી તું મને ગમે તેમ ગાળો દે ગમેતેમ કર પણ હું તને

મુકનાર નથી અને મારે ઘેર તને પરણી રાખવાનો છું, હું તને કાલાવાલા કરૂંછું કોટમાં હાથ નાંખુછુ તોયે તુ મને ગાળો ભાંડે છે. એવી તરેહથી સાવળીંગાને ઘણી ઘણી રીતે સમજાવે છે. પણ માનતી નથી ત્યારે રાજા છેવટ પોતાની તલવાર ઉઘાડી કરી સમજાવેછે કે જો હુ તને દગો દેઉ અને તારાથી બે ઇમાન થઉં તો મને મારા પીતા સાલીવાહનના સમછે. અને તારાને મારા વચ્ચે આ શક્તિ તે મને પુછે એમ કહી રાજાએ તલવારને ખભા ઉપર મુકી અને પોતે ગદગદ કંઠે થઇ રહયા છે. સાવળીંગાયે વિચાર કરયોકે હવે જો હુ એની સાથે ઘણી રકઝક કરીશ તો મારા ઉપર કોપાયમાન થઇ કાં માર કે એમનુ માથુ જુદુ કરશે. માટે હવે તો બોલુ એમ કહી કહેછે.

દોહરો—પદમણ ને તો પ્રીત ઘણીને, વળી રાજાને ઝાઝેરીરે રીસ; ઓરાં તેડીને ચોકમાંરે; માર વાઢીરે લેશો જોને શીશ.૨૬૨

હે રાજા હું તો પ્રીતમાં આમ કહુંછુ પણ તમે ઘણા રીસાળવા છો માટે પાસે બોલાવી માથુ વાઢી લ્યો તેથી હુ બીહુછુ. હવે એ સાંભળી સદેવંત તલવારને મેન કરીને સાવળીંગાને ભેટે જઇ બાઝયા પછી સાવળીંગા રાજા સાથે ખુશી થઇને બોલી અને બન્ને જણ થાળ આગળ આવી થાળ ઉઘાડી જમવા બેઠા અને ત્યાં નાના પ્રકારના હાસ્યવિનોદ કરતા જાય છે અને અરસપરસ એક એકના મોંમાં કોળીયા ઘાલતાં જાય છે રાજા પોતે હેતમાં સાવળીઆને ઘણું ઘણું ખવરાવે છે ત્યારે સાવળીંગા સદેવંતને કહે છે.

દોહરો—અંનથી અદુક કોઇ નથી ને રાજા સજણ રજણ કે શેણ, જમીએયોને ઠાકરારે, વળી નેહ કરે છે જોને નેણ. ૨૬૩

હે રાજા અન્નથી કોઇ મોટું નથી કાં સજન ને રજન કહેતાં ચંદની રાત તે બધાં અન્નથી ઓછા હેત વાળાં છે માટે તમે મને વારે વારે ખવરાવોછો તે શુહુ અન્ન કરતાં વધારેછુ આપણી આંખો નેહ કરેછે. માટે એક એકના મોંમાં ઘાલ્યા કરતાં વધાર છે માટે તમારે હાથે જમી લ્યો.

**ચોપઈ**—ભોજન કરતા જાઓ, નિરખોરે તમે નેણશું. અંતરની રાખુ આજ સદેવંત સેણસુ. ૨૫૪ મોડે જમુછુ કંસાર, પદમણી અતી પ્રેમસુ; પ્રિત અદકેરી હોય, બોલાવોને વેણસુ. ૨૫૫

હે રાજા તમે જમતા જાઓ; આંખે જોતા જાવા. કાંઇ પડે તો મહોડેથી વાતો કરો ઘડીએ ઘડીએ મને સતાવો નહિ. હું આજ તમારા ભેગી બેસી કશી કસર રાખનાર નથી.

**ચોપાઈ**—જુગતે કરીને કોડ, રાજાને જમાડીયા; મન ગમતા મુખવાસ અલબેલાને આલીયા. ૨૫૬ કયારની કરૂછુ અરજ, હાથ બે જોડીઆં; શીખુ દીયોછે મારા સ્યામ. જીવ મારો ઉદાશ થયો ૨૫૭

હવે સાવળીંગા સદેવંતને જમી રહ્યા કેડે મુખવાસ આપ્યા અને હાથ જોડીને કહેછે. હે મહારાજ જમતાં જમતાં આખો દહાડો ગયો ને હવે બે ઘડી દહાડો છે, માટે મને રજા આપો તો જાઉં. કેમકે મારો જીવ ઉદાશ થયોછે, અને મને વાર થઇ તેથી હમણાં ગોર પેલા કાણીઆને ખબર કહાડવા મોકલશે. ને તે અહીં આવશે તો પછી મારી ફજેતી થશે, અને મન હશે તો માળવે મળશુ માટે મને રજા આપો તે સામળી સદેવંત કહેછે.

**દોહરો**—પદમણી આવ્યા ગુરે જાણીને, વળી શુ જાણે ચંપોનેરે સાળ; સુડા તારી સાખ્યો પુરશેને, વળી પદમણી પાસા તૂતો ઢાળ,

હે સ્ત્રી તારે ત અહિયાં શું જોઇને આવી હતી અને તુ અહિયાં આવી હતી એવુ ચંપોને શાળ શુ જાણશે. તેથી તુ જરા વાર અહિંઆ બેસ. અત્યાર સુધી તો રીસાવા મનાવાંમાં વાર થઇ અને તારી સાખ તો સુડા પુરશે એવી રીતે રાજાએ સાવળીંગાને કહ્યું ત્યારે કહે છે કે હે રાજા આવી ઉતાવળમાં મને ખોટી કરવાનું કહોછો તેથી મારા મનમાં ચીચરવટો પેઠો છે કે ગોર પુછશે તો હુ જવાબ શુ દઈશ તારે સદેવંત કહે છે કે તુ ગમે તે જવાબ દેજે પણ જરાવાર બેસ તો ખરી તે સાંભળી સાવળીંગા કહે છે.

**દોહરો**—સુણ સદેવંત સાવળી કહેને, મારા હઇયામાં આવેછે વિચાર; ઓરાતો એમ આવીયેને, તમારા પંડનો નહિ પતીઆર

હે સદેવંત રાજા હુ તમારી પાસે આવુ તો ખરી પણ મારા મન માં વિચાર આવે કે તમે ઘણા રીસાળવાછો તેથી તમારા પંડનો પ-તીઆર પડતો નથી. તે સાંભળી સદેવંત કહેછે.

**દોહરો**—સૂણ સાવળીંગા સદેવંત કહેત, મોતો મેલીછે મનની માણુ; પદમણી ઓર, આવજોને, વળી સાખે લખુ શીલીવાન. ૨૭૦

હે સ્ત્રી મે મારા બાપના સોગન ખાધા તોયે તુ માનતી નથી પણ જા જો હુ તારાથી દગો કરતો મારી સાત પેઢીના મને સમ છે એમ કહી પાછી તલવાર ઉઘાડી કરી કે આ શક્તિ મને પુછે. રાજાનો ઘણો આગ્રહ જોઇ સાવળીંગા ખુશી થઇ રાજાને કહે છે.

**દોહરો**—સમ તારા અમે પાળીએને, આ લોહ ધારા શું રે કરત; અમે વેપારી વાણીઆને, રાજા દેખી દેખીરે ડરત. ૨૭૧

ઓ રાજા હુ તમારા સમને માનુછું, પણ આ ધાર વાળુ લોહુ શુ કરવાનું છે કે તેને વારે વારે ઉઘાડ કરોછો. અમે વાણીઆ. તેને જો ઇને બીહીએ છીએ તે સાંભળી સદેવંતે તલવાર મેન કરી આઘી નાંખી દીધી અને સ્ત્રીના હાથ ઝાલી સાથરા ઉપર બેસારી.

**સોહલો**—ચંદાને થડે બેઠાં ઓળાઓળ, ઉપર સુડા કરેરે ક
નરને નારી બેઠાં જોડારેજોડ; ન દીસે કાંઈ ખાંપણ કે ખોડ,

**ચોપાઇ**—ચંપા કેરી છાંય, સાળ કેરો સાથરો રત્ન જડીત ઓછાડ તે તો સજે વળી પાથરીયો, ૨૭૩ મુખસુ મુખમીલાય. ચુબન અલબેલા કરે અરસપરસ વદતા મીઠી વાત મુખમાંથી મોતી ઝરે ૨૭૪ પોતે બંને જણ ચંપાના છાયાતળે સાળના સાથરા ઉપર રત્ન જડીત્ર ઓછાડ પાથરી બેઠાંછે અને એક એક અરસપરસ નાના પ્રરકારના હાસ્યવિનોદ કરેછે હવે નિશાળમાં ગોર પોતે છોકરાને કહેછે સાંજ પડીને હે ભાઇ હજુ સુધી વાડીયેથી કોઇ આવ્યું નહી માટે કોઇ ખબર કાહાડવા જાઓ ત્યારે કાણીયો કહે સાહેબ કહોતો હું જઈ આવું ગોર કહે તુ એકલો જઇશ તો કુંવર માહા રીસાળવોછે માટે તને મારી નાંખશે તેથી તુ તારી જોડે બીજાને તેડી જા તેથી કાંણીયાનો ભાઇ બાડીયો કરીને માહા ખંદો હતો તેને લેઇ પોતે બંને

જણા વાડીભણી દોડતા ચાલ્યા ગોરે વિચાર કર્યો કે એ છોકરા છે માટે હું પછવાડી પછવાડી જાઉં નહીતો એમનો કોઈ ઘાટ ઘડાઇ જાય એમ ધારી પોતે ગોર હાથમાં લાકડી લેઇ ધીરેધીરે પાછળ જાયછે.

**દોહરો**—ગોરે નિશાળીયા સાબધા કરવાને, વળી વાડીએ મોકલવાને કોય સદેવંત સાવળીંગા ગયાં વાડીયેને એને જઇ આવોને જોય. ૨૭૫

**ચોપાઈ**—જઇ આવોને જોય, હજુ લગણુ શું કરે, લોકડીયાંની લાજ હૈયામાં નવ ધરે ૨૭૬

હવે પેલો કાણીયોને બાડીયો બે વાડીની બહાર ઉભા રહી જુવેછે તો બંને જણ ચંપાના થડ નીચે જોડા જોડ બેઠેલાં છે તે લાંબો હાથ કરીને કાંણીયો બાડીયાને બતાવે છે કે જો પેલાં કેવાં નિરાંતે બેઠાંછે તેટલામાં શાવળીંગાએ એણી તરફ જોયું તો કાંણીયો દીઠો એટલે ઝડપ ઉઠતી કે લુગડાં ળુગડાં સજ કરી હાથમાં થાળ લઇ સદેવંતને તેમના ભણી લાંબો હાથ કરી કહેછે.

**ચોપાઈ**—બેઠાં છે જોડા જોડ ચંપા કેરી છાંયડી, શીખુ દાંને શ્યામ, દહાડો છે બે ઘડી ૨૭૭

એટલે સદેવંતે સુરજ જોવાને વાડ ભણી નજર કરી તો છોકરા દીઠા એટલે તાણી તલવાર પાછળ ધસ્યો છેટલે છોકરા મુઠીયો વાળીને નાઠા તે ગોરને જતાં જતાં સામા મળ્યા ને કહેછે.

**દોહરો**—અમને વિવી તે તમને વીતશેને તમે સાંભળો પંડીત પ્રવીણ; સરખેરે સરખા મોકલ્યાને ગોર તમે અકલના હીણ. ૨૭૮

હે મહારાજ તમે જાઓછો તો ખરા પણ અમને વિતીતે તમને વિતશે તમારી અકલઅક્કલ ફુટી ગઈ હતી કે આવા ડાહ્યા થઇ બે સરખે સરખાને મોકલ્યા છે તે સાંભળી ગોર કહે છે કે બાઇ ત્યાં શું છે એવું ત્યારે કાંણીયો કહે છે કે સાંભળો.

**દોહરો**—ચીર ઉપર ઓઢી ચુંદડીને વળી પીળી પામરીયાં; લાલરે કુંજન બચોરીયાંરે જેમ સજોડે જડીયાં ૨૭૯

હે મહારાજ ચીર ઉપર ચુંદડીને તેના ઉપર પીળી પામરીઓ- ઢીછે ને જેમ લાલ કુંજનાં બચોરીયાંરે ભેગાં લપાઇને બેસે તેમ બે

હાં છે ગોર કહે એ તો ઠીક પણ આપણી વાડિને ડાંગરની શી ખ બર છે ત્યારે કાછિયો કહે છે કે સાંભળો.

દોહરો—શાળ વાઢાને કીધો સાથરોને વળી અરધી તે સુડા ખાય ગોર તમારી વાડિયુંરે તેતો ભેળાઇ ભેળાઈ જાય.૨૮૦ ખાંડાં ભરાવ્યાં મોહતા ખાંડાંગેને, વળી શિરોઈ ઝકાળાં જોને ખાય શાલ દુશાલા પાથરયાંરે, ત્યાં તો બેઠા સદેવંત રાય. ૨૮૧

ચોપાઈ—બેઠા સદેવંતરાય કે સાળ બધી વાઢીયાં ગોર તમારી વાડી માંહ્ય, નવ નવાં કૌતક ભાળીયાં ૨૮૨

એ સાંભળી ગોર મહા ઉદાશ થઇ વાડિના ઝાંપા આગળ આવીને ઉભા રહયા છે હવે શાવળીંગા પોતે મહા ઉદાશ થઇ રાજાને કેછે

ચોપાઈ—શીલવંતીની શીલ, પ્રતમાં પાળિયાં તમે રાજવંશી કુળરૂપ, અમે કુંવારી વાણિયા. ૨૮૩ શીલવંતા રાજા જોઇ સોજ તમારા સાંભરે ભવોભવ ભરથાર, વાલમ નહિ વિસરે. ૨૮૪

દોહરો—છ પડદે રહેતી પદમણીને, વળી દીવસ નદીઠો જોને કાય; સાચુ માનો સદેવંતારે મારૂ દુશમન કોણજરે હોય. ૧૮૫ અતીત લોક આપીઓને, વળી નઇએ ઉતાર્યા મારા નખ તે દહાડે થી ચટપટ લાગીરે મને ઘડીએ ન રહેતુ જોને સખ; નઇએ નખ ઉતારીઆ ને, વળી તે વરતીતી મેં વાત, અદક સાંભળી આવીઓને, મારા ઘટમાં કરી ગએલ ઘાત.

હે રાજા તમારૂં સોજ મને ઘણુ સાંભરે છે એમ કહી રદન કરે છે. તે જોઇ સદેવંત કહેછે તું મને રજા આપ ત્યારે શાવળીંગા કહે છે.

દોહરો—આ જીભે નહીં કહુ ને, વળી કહુતો જીભરે કપાય જાતાં તેમને જાણીનેરે, મુને વડીરે વીમાશણ થાય, ૮૮ વાડી થકી વળીઆને, વળી ચરચર દાઝે મનમાંય; તમને મુકતાં સાહબારે, મુને વાડિ તે ખાવા જોને ધાય. ૨૮૯

હવે શાવળીંગા પોતે દીલધીર થઇ લુગડાં સજી હાથમાં થાળ લેઈ ઘર ભણી ચાલે છે અને સદેવંત રાજા પણ પોતાના લુગડાં હથિયાર સંભાળી ઉદાશ થઇ ઘર ભણી જાય છે. એટલામાં જતાં જતાં

પોતાના મનમાં કહે છે.

**સોહલો**--હાયરે સુદર મારી ચાલી જાય વાડી મુનેરે ખાવારે ધાય; કાણીએ બગાડી મારી પેર, ઉદાશ થઇ ચાલ્યા જાય ઘેર. ૨૯૯

રાજા પોતે કાણીયાને ગાળો ભાંડતાં વાડમાં છીંડુ પાડી આડે રસ્તે થ 'ઘર ભણી ચાલ્યા અને મોહોલમાં જઈ બેઠા. હવે શાવળીંગા ઘેર જતાંગોરને વાડીના ઝાંપા આગળ સાંમી મળી ગોર કહે છે તું કયારની આવીતી તે અત્યાર સુધી શું કરતી હતી ભાત આપીને પાછાં આવવું કે અહીયાં બેસી રહેવું. મારીને મારી વાડી બેદાન મેંદાન કરી નાંખીતેવા ધમકીના અવાજ સાંભળી શાવળીંગા ગોરને કહે છે.

**સોહલો**--તમોરે ગોર મારા નમસ્કાર, વાડીમાંતો મને નથી લાગી વાર; સાળ વાઢીને સાથરો ધર્યો, બીજો બગાડ ગોર કાંઈ નથી કર્યો. ૨૯૧ ગોર તમારી વાડીએ ગઇ, ફુલ છે પણ તેમાં વાસના નહી; ફોગટ ફેરો અમને થયો રાજાતો કેઈ વારનો ગયો. ૨૯૨

હે મહારાજ વાડીમાંતો મને વાર લાગી નથી. તમારી વાડીમાં શાળ વાઢીછે એટલો બગાડ કરયોછે રાજા તો ઘણીવાર થઇ ગયા છે તથી મેં જાણ્યુ કે લાવને હુ થોડી વાર લગણુ હુડા ઉરાડુ માટે તે ઉરાડવા રહી તેથી વાર લાગી તે સાંભળી ગોર કાણીઆને કહે છે કે તુ કહેતો હતો કે બે જાણ બેઠાં છે તે કયાં છે કાણીયો કહે સાહેબ હમણાં હતાં ત્યારે કયાં ગયાં.શું પાંખો કરી ઉડી ગયા. તુ જ લઢાઇ ખોરોછે કે જેને તેહને જુઠું સાચુ ભરાવે છે હવે ગોર શાવળીંગાના લુગડાંનો ડોળ ફરી ગયેલો જોઇ શાવળીંગાને કહે છે.

**દોહરો**—ગુણકા કેરી થઇ છોકરીને,તેં તો માંડયો ગુણકાનોરે ઘાટ કોણે ચીર તારાં ભીગોવીયાંને, વળી કોણે લગાવીઆ હાથ

હે શાવળીંગા તારાં ચીર કોણે પલારયાં. રાંડ તે ગુણકાનો ઘાટ કરવા માંડયો છે તે સાંભળી શાવળીં ગોરને કહે છે.

**દોહરો**-નથી ગુણકાની છોકરીને,ગોર નથી ગુણકાનો મારોઘાટ મારાં ચીર કોણે ભીગોવશેને, મુને કોણ લગાવેરે હાથ.

હે ગોર મારાં ચીર કોણ પલાળનાર છે, ને મને ગુણકા કેમ

કહોછો તે સાંભળી ગોર કહે.

દોહરો—લીલી અતલસનું તારૂં કાપડુંને, માંહી ઝીણા ઝીણા ટાંકીયલ મોર ગોર તારા કોણે ઉખાંડીયાને, એવો કોણ મળ્યો તને ચોર

હે સાવળીંગા તારી અતલસની કાંચળી ઉપર જે જરડાવના મોર હતા તે કોણે ઉખાડી નાંખ્યા આવી રીતે ગોરનાં વચન સાંભળી સાવળીંગા ક્રોધ કરી ગોરને કહે છે

દોહરો—રોજ આતલસનું મારૂં કાપડુંને,માંહી ટોટલ ટકેરે મોર ગોર તમારા વાડીયે ગઇ ને મને સદેવંત કીધી ઝકઝોર ૨૯૬

હે ગોર તમે મને ક્યારના સાથે જુઠા આળ મુકોછો ત્યારે જાઓ સદેવંત મારા મોર ઉખાડી નાંખ્યા અને ગોર પલાળ્યા ગોર એ સાંભળી સુનસુન થઇ ગયા પછી સાવળીંગા કહે છે.

ચોપાઈ—ત્રીજુ દીસોને ગોર, ઘર દીશાએ ચાલીએ રૂડાં વધામણાં આજ, પીતાજીને ચાલીએ. ૨૯૭

પછી ગોર પાસેથી શીખ લઈ ઘરભણી ચાલી જાય છે.

ચોપાઈ—સાવળીંગા રૂપ સ્વરૂપ ઘર દીશાયે ચાલીયાં આવેછે મોહોલા માંહે, પીતાજીએ ભાળીયાં ૨૯૮

જેવી સાવળીંગા પોતે મેહેલમાં જાયછે તેવાતેના બાપે દીઠી ત્યારે વીચાર કરે છે.

સોહલો—કંઇક જોગ થઈ કુવરી વીશાળ,હાલી માથે બેસેછે આળ હવે નહી રહે આપણે હાથ માટે નોતરીએ ભાજનમીં નાત: મોતીએ મેલાં સોને સળે ચાલતું નીર સાગરમાં ભળે કહયાનો હવે નથી કાળ, વાર કરવાનો હવે નથી વહેવાર. ૩૦૦

આવી રીતે આવતી જોઇ મનમાં કહેછેકે હવે છોડી પરણવા જોગ થઈ તેથી વહીલા લગન પરણાવી દેવી ને હવે તેને કઇ બહાર કહાડવી નહિ હવે સદેવંતને કાંઇ સુજ પડતી નથી ને પોતે મધ્યરાતના સમે પોતાના પલંગ ઉપર સુતા સુતા સાવળીંગાનો મેળાપ થયો એવો વિચાર કરે છે એટલામાં ઉંઘ આવી તેથી ઉંઘી ગયા: અને ઓચિંતું તેને સ્વપ્નું થયું કે જાણે હું ને સાવળીંગા બને જણ

ચંપાબાગમાં બેઠાં છીએ ને હું ગળામાં હાથ નાંખવા જાઉંછું તેમ પોતે ઉંઘમાં હાથ લાંબા કરી નાંખ્યો એટલે પલંગ ઇસ ઉપર પાછડાયો તથા પોતે જાગી ઉઠયોને જુએછે તો ચંપા બાગ નથી ને સાવળીંગાએ નથી ફકત પોતાના હીરામણ પોપટના પાંજરા સિવાય બાજું કાંઇ દીઠું નહિ તથી પોતે મહા નિરાશ થઇ સ્વપ્નાને કહેછે.

**દોહરો**—સ્વપ્ના તુતો સુલતાન ભગોને વળી રહયો નહિ સારી જોને રાત; કામણ નારી વિયોગ ગઇને, વળી હેતેરે નાંખ્યો મેં હાથ

હે સ્વપ્ના તું સારી રાત કેમ ના રહયું જો તુ સારી રાત રહ્યુંહોતતો મારે સાવળીંગાનો મેળાપ તો થેત પણ આતો ઉલટો વિયોગ થયો

**ચોપઇ**—હેતે ગળામાં નાંખ્યો હાથ, ચમકીને ઉઠીયાં; કે તાં જીવ કંપાય, મળા નવ લુંટીયાં ૩૦૨

હે સ્વપ્ના હેત કરીને હું તો ગળામાં હાથ નાખવા ગયો પણ જાગવુ પડયુ ને ઉલટો જીવ કળપવા લાગ્યો

**ચોપાઇ**—હઇયામાં મોટી હાંમ, મનનીરે મનમાં રહી; કોતે કહુ આ વાત કામણ તો વીયોગે ગઇ ૩૦૨

પછી પોતે પલંગ ઉપરથી ઉઠીને મહા નીરાશ થઈ બારીએ આવે ને મેહેલમાં જાય અને ઝરૂખે આવીને જુવેછે તો સાવળીંગાનો મહેલ સામો દેખાય છે તેજોઇ પોતાના હીરામણ પોપટને કહેછે.

**દોહરો**—સોસોરે કોસ જોને સેણ વસેને, વળી અહીયાં તે ક્યાંથી હોય સુગુરે સુહાગી સુદલાને તને કોણ તે આવે જઇ જોય.

હે પોપટ આ શાવળીંગાનો મેહેલ દેખાયછે પણ મારે મન તો સો કોસ જેટલો વેગળો છે ને તેની હવે કોણ ખબર લાવે એવુ છે તે સાંભલી પોપટ કહે છે.

**દોહરો**—ચાકરહું તમારો હાકરાને.વલી જ્યાં મોકલો ત્યારે જાય લખવું હોય તો લખજોને, તમારા મનમાં માન્યારે કામ થાય.

હે રાજા તમારો હું ચાકરછુ ને તમે એમ બોલ્યા કે તેની કોણ ખબર લાવે માટે જે તમારે લખવું હોય તે લખો તેની ખબર હું એક પળમાં લાવુંછુ આવી રીતે પોપટનાં વચન સાંભળી રાજા મ

નની અંદર ઘણું હરખ પામ્યા ને પોતે સાવળીગાને કાગળ લખ્યો ને પોપટની કોટે બાંધ્યો તે લઈ પોપટ ચાલતો થયો હવે સાવળીગા પોતાના મેહેલમાં સુતીછે ત્યાં તેને પણ સદેવંતના જેવું સ્વપન આવ્યું ને તે ઓચિંતી ઝબકીને જાગી તો કંઇ દીઠુ નહિ પછી પોતે નિરાશથઈ પોતાનાપલંગ સામેએક મોટો કતો બાંધ્યોછેતેમાં મુખાર બિંદજુવેછે તેમાંપોતાની છબી દેખાયછેતે જોઇ પોતાના મનને કહેછે.

દોહરો—પાન ચાવું તે મુખ લાલ રેને તારાં અમરત જેવાં જોને વેણ; સ્વપનાનાં દુખ દેઇ ગયાને, વળી લાલરે તારા જોને

ચોપાઇ—જબરી લાગી તેનુકી ચોટ, તુને બરછી લીની મારૂને; તેરે મારૂકી દાદ ફરીયાદ, કિસેમેં જોઉં પોકારને. હાકેમ મારે હુકમ શું સજન છેલ દેઇ ગયા; કતાં જીવ કલપાય, મનના વિચાર મનમાં રહ્યા. ૩૬૮

હે રાજા સ્વપ્નામાં તમારાં નેણ જોઇ અને તમારાં નેણ સાંભળી મહા ખુશી થઇ હતી ને તમે રીસમાં બરછી મારવાને ઉભા થયા તેની ફરિયાદ હું કોના આગળ પોકારવાની એવું એવું બે ઘડીએ સ્વપ્નું રહયું હોયતો તારો જીવ ખુશીમાં જાત પણ આતો જાગીને ઉદાસ થવુ પડ્યું.

એવી પોતે મનને વિશે ચિંતા ધરી ઉદાશ થઇ સાવળીંગા પોતે બારીએ આવી બેઠાછે નેસાંમા સદેવંતના મેહેલ દેખાય છે તે જોઈ કહે છે.

દોહરો—સામી મેડીએ મારા સજન વસેને, વળી કોણ તે સમાચાર પરથમલેઇ ચાંપુમારા ઉરણાંરે, વળી આપું તે માલ અપાર

જો કોઈ આ વખત મારાં રાજાની મેડીએથી રાજના સમાચાર લાવે તેને મોહો માગ્યો સરપાવ આપું એવો પોતે બારીએ બેઠી તુરંગ ચલાવેછે તેટલામાં પેલે હિરામણ પોપટ રાજાની ચીઠી લેઇને આવતો જોયો તેથી પોતે મનને વિશે ઘણી ખુશી થઇ

શાવળીંગાનો મહેલ.





શાવળીંગા.



શ્રી કૃષ્ણ ભગવાન.

કહે છે કે આ મારા રાજાનો પોપટ આવે છે.જ્યારે પોપટ પાસે આવ્યો એટલે પોતે પાસે બેસાડી રાજાની ખબર પુછે છે કે પોપટ રાજાની શી ખબર છે. ત્યારે પોપટ કહે તમે મારા મેહેણાનું કહ્યું નહિ માનો માટે આ ચીઠી વાંચી જુવો. ચીઠી લેઇ શાવળીંગા મહા આનંદ પામી પોપટને કહે છે.

દોહરા—ભલે આવ્યો સભાગી સુડલાને, વળી ભલારે લાવ્યો સમાચાર; વારી વારી લેઉ તારા વારણાને તને આપુ એકાવળ હાર.

હે પોપટ તું ભલે આવ્યો જે રાજાના સમાચાર લાવ્યોતનેવધામણીમાં આહાર આપું છું એમ કહી પોપટની વાટમાં હાર નાંખવા જાય છે. એટલે પોપટ શાવળીંગાને કહે છે.

દોહરો—અખંડ રહોતે ગોરીયાંને,વળીઅખંડ તારોરે અવતાર; લખવું હોય તો લખજોને, પંખી શું કરે તમારો લેઇ હાર.

હે સ્ત્રી તુ અખંડ રહોને તારે અવતારે પણ અખંડ રહો મારે હારને શું કરવો છે માટે તારે કંઇ લખવું હોય તો આ કાગળ વાચી લખી આપ કે તે લેઇ રાજા પાસ જાઉં. શાવળીંગા પોપટનાં વચન સાંભળી ખુશી થઇ પોપટને કેહે છે ને કાગળ વાંચે છે.

દોહરા—તું સભાગી સુડલોને, વળી કંઇ ઉડી ઉડી જાય;સોને જડાવું તારૂ પાંજરૂને, સુંડા મોતીએ લીયુંરે જડાય ૩૧૨ સુના મંદીર સુના માળીઆને વળી સુનુરે બધું ગામ; જેદી રાજા વિયોગે ગાયા તદી સુને નીંદ્રા હરામ. ૩૧૩ વારી વારી લેઉ તારાં વારણાંને, વીરા બેક ઓરેરે તુ તો આવ, સંદેશો લાવો મારા શામનો, તે હું વાંચુ ને તુ વંચાવ. ૩૧૪

ચોપાઇ—ચંપા કરી હાંય, સાળ કેરો સાથરો; કોડે આલ્યા છે કોલ, તે તો હું નથી વીસર્યો ૧૫ હૈયાની જે ઝાઝી હામ,મે મતની મનમાં વહી; કેતાય જીવ કલપાય, કામની તુ વિયોગે ગમે.

હે સ્ત્રી તારી જે પ્રિત તે હુ જરાય વિસર્યો નથી અને તું વિયોગે ગઈ તેથી મારો જીવ ઘણોક કલપાય છે આવા સદેવંતના

અવાજ સાંભળી શાવળીંગા મહા ખુશી થઇને કહેછેકે રાજાનું મારા ઉપર હેત ઘણુ છે પછી પોતે સદેવંત ઉપર એક કાગળ લખી પોપટની કોટે બાંધ્યો અને પોપટને કહ્યું ભાઇ રોજ એક બે વખત રાજાને ત્યાથી સમાચાર લેઈ મારી પાસે આવજે પોપટ કહે સારૂ એમ કહી ચાલતા થયો, હવે પોપટને શાવળીંગાના મેહલે વારથઈ તેથી સદેવંત કુવર મેહેલમાં મહા ચિંતા કરે છે કે હજુ સુધી પોપટ કેમ આવ્યા નહી.

**ચોપાઈ**-પોપટ પક્ષિની જાત, રાંડે ભરમાવિયો; ગુણવંતો ગંગારામ; હજુ નહિ આવિયો. ૩૧૭

રાજા કહે કોણ જાણે રાંડે ભરમાવિને ત્યાંહાં બેસાડીમૂકયો એ વામાં પોપટ આવ્યો તે જોઇ ખુશી થઇને કહે છે,

**સોહલો**---પોપટ પંખી ચતુરસુજાણુ પઢો પારવતી તમે શ્રી ભગવાન ગુણવંતો આવ્યો ગંગારામ તે કીધાં મારાં સરવે કામ.

હે પોપટ તું આવ્યો તો ઠીક થયું હવે મારૂ બધુ કામ સફળ થશે પછી પોપટે શાવળીગાનો લાવેલો કાગળ રાજાને આપ્યો તે લેઇ રાજા વાંચે છે.

**ચોપાઈ**—સારાસારા સમાચાર, લખિને તમે કહાવજો; અને મારારે મોહોલે રાજ એકવાર તમે આવજો ૩૧૯ એથી મળેરે એકાંત, અમનેરે તેડાવજો; અમને મળે એકાંત,તો તમે વેહેલા આવજો

રાજા આ વાંચી પોતાના મનમાં ઘણા ખુશી થાય કે હવે આવી ખબર પોપટ સાથે મંગાવીશું ને કંઇ લાગ આવશે તો ભેગા પણ થઇશુ એમ કરતાં પ્રભાતનું પોહોર થયું એટલે શાવળીંગાના બાપ પદ્મશા શેઠે પોતાના સગા વાહાલાંને તેડાવ્યાં અને કહે છે.

**ચોપાઈ**—**શેઠમળી શાહુકાર,હરતાળુ હાટે દીજીએ?** શાવળીગા કેરાં, લગન, ધારયાં આપણ લીજીએ ૩૨૧ ગોરને તેડવા આજ, લગન લખાવીયાં ઢમ ઢમ વાગ્યાં ઢોલ ગાયછે સાહેલીયાં.

**સોહલો**-ચોખા કંકાવટીને લગનજ સાર લગન વધાવે વારંવાર સાતમને સોમવાર લગનજ કહેવાય વેહેલા પધારજો તમે રૂપાશાહ ૩૨૩

**ચોપાઇ**—શંકર તેડાવ્યા ચાર લગન લખાવીયાં; ગામોગામથી લોક, સગાં વહાલાં તેડાવીયાં ૩૨૪ સાતમને સોમવાર આડમ પર આવજો; કોરાવી માણેક થંભ માંડવા રોપાવજો ૩૨૬

સવારનું પોહોર થયું એટલે પદમશા શેઠે પોતાનાં સગાં વહાંલાંને બોલાવી કહયું કે તમે દુકાનોનાં કામકાજ બંધ કરો કેમકે આપણી શાવળીંગાનાં ઘડિયાં લગન લેવાછે પછી શેઠે ગોરને બોલાવી લગન નિરધારી તેને વધાવો કંકુ છાંટી લગન પત્રિકા ગોર સાથે પારા નગર શાવળીંગાને સાસરે શેઠ રૂપશાને ત્યાં મોકલી હવે રૂપાશાએ પોતાનાં સગાં વહાલાંને બોલાવી કહયું કે હાલને હાલ તઇયાર થાઓ પછી સવારના પહોરમાં રૂપશા શેઠ હાથી ઘોડા, પાલખીઓ, રથ, તથા ઊંટ સાથે તમામ જાન લેઇ નિકલ્યા તે સાંજરે સુગીપર પાટણ આવ્યા, અને ગામની ભાગોળે તળાવઉપર પડાવ નાંખ્યો ને તોપો બંદુકો ને તમનચાના અવાજ કરવા માંડયા એટલે પદમશા શેઠને ખબર થઇ કે જાન આવી માટે આપણે સામા વરઘોડો ચડાવી સામઇયું કરી જાનીવાસે તેડી લાવીએ પછિ શેઠ પોતાનાં સગાં વહાલાંને તેડી વરઘોડા ચડાવી તેડવા ગયા હવે ઘર આગળ સાવળીંગાને તેની સાહેલીયો છે પછી શાવળિંગા વિચાર કરે છે કે હવડાં જો રાજાને હું મળું તો લાગ ઠીક છે તેથી પોતાની સાહેલીયોને કહે છે.

**સોહલો**—સાવળીંગા મનમાં કરે વિચાર લગન તો આવ્યું સાતમ સોમવાર;ન જોઇ મેં બંકી બજાર. ન જોયાં મેં ચંદનાઝાડ ૩૨૬ નજોઇ મે શેહેર નગરના વાટ ન જોયાં ગાંધી દોશીના હાટ; નથી જોયા પનઘટના ઘાટ સાસરીએ જઇ શુ કરશું વાત. ૩૨૭

હે સખીઓ હવે લગન મારૂં આવ્યું ને મે આપણી બંકી બજાર ને ચંદન બાગમાં ચંદનના ઝાડ જોયાં નથી અને હું સાસરે જઇશ ને મને ત્યાં કોઈ પુછશે તો તેને શો ઉતર આપીશ માટે આપણે તે જોવા જઇએ તે સાંભળી સાહેલીઓ કહે છે કે બાઈ એક બાઉ સુધી જઇને એમાં તે શું જોવુછે શાવળીંગા કહે ત્યાં બાગમાં નાના પ્રકારનાં ફુલ, ફળ ફિક ને બીજા મેવા પણ ઘણી જાતના

પાકે છે તે ખાવાની બહુંજ રમુજ પડે છે એવી રીતે લાલચ દેઇને સાહેલીઓને સમજાવી પણ શાવળીંગા મનમાં વિચાર કરે છે કે સાહેલીઓને તો સમજાવી પણ રાજાને શી રીતે તેડાવું.

**સોહલો**—કરમ મારૂં એવું અભાગ, નેન બન્યુ રાજાનુ એકે લાગ, સુડાને હાથે સંદેશો કહું રાજાને તેડાવી લઉ. ૩૨૮

શાવળીંગા પોતે કહે છે કે આટલા લાગ તો મારા ફોકટ ગયા ને જતાં જતાં જરા લાગ આવ્યો તો તેમને સંદેશો કોણી સાથે કહાવું જો પોપટ આવે તો મોકલું એવો વિચાર કરે છે એટલામાં પોપટ રાજાની ખબર લેઇ ત્યાં આવ્યો તે જોઇ શાવળીંગા મહા ખુશી થઇને પોપટને કહે છે કે ભાઈ આ ચીઠી હું તને લખી આપું તે તુ વહેલો જઇ આ રાજાને આપ એમ કહી ચીઠી લખે છે.

**સોહલો**—ચંદન તલાવડી રાજા ચંદન બાગ ઘડી બે ઘડી બેસવાનો લાગ; ત્યારે આવો મારા સુંદરસ્યામ,પુરીશ હૈયાનીહામ

હે રાજા તમે ચંદન તલાવડી ઉપર ચંદન બાગમાં આવો ત્યાં આપણે ભેગાં થઈશુ એવુ ચીઠીમાં લખી પોપટની ડોકે બાંધી તે લઇ પોપટે રાજાને જઇ આપી રાજા ચીઠી વાંચી મનમાં ઘણા ખુશી થયા કે આજ આપણો મેળાપ થશે હવે શાવળીંગા પોતે સાહેલીઓને લેઇ બંકી બજારમાં થઇ ચાલી જાય છે,

**ચોપાઈ**—છુટેરે પટે નાર આવેરે અલબેલીઆં વણજ કરતાં વેપાર વાણીઆ સરવે ભુલીઆં ૩૩૦ અમીરને ઉમરાય કે મુર્છા સઉ પામીઆ; શેઠ મોટા શાહુકાર ઠેરા ઠેર ઠરી ગયા,

આવી તરેહથી પોતે બજારમાં કંઇકને મુરછા પમાડતી ચાલી જાય છે ત્યાંથી પોતે શહેર બહાર નીકળીને જયાં ચંદન તલાવડી છે.ને તેની પાસે ભરરામની નદી છે તેમાં જઇ રમવાલાગી.

**દોહરો**—ધન ધન ભરરામકીને, ધન લીલીરે લીલી ઢળીયાં; થોકે થોકે દોહરાંને વળી પદમણી પુતળીયાં. ૩૩૨

**ચોપાઇ**—પદમણી પુતળીયાં જબુકે જેમ વીજળી એક શું એક અલબેલ મુખેરે અતી ઉજળી. ૩૩૩ નજરો તણુ ન્યાલ લીએ

એઠં તળીયા કે ધનરે બગેસર બાગ રમતી સઉ બાળીઆં.

નદીમાં સરવે નાહુ છે ને તાંળીઓ લે છે. ને અરસપરસ એક એક સામા સામી દુહા કરે છે ત્યાં સદેવંત આવ્યો તો તેને રમતી જોઈ કહે છે કે તું મને બાગનો વાયદો કરી અહીયાં કેમ રમે છે તે સાંભળી શાવળીંગાએ સદેવંતના સામુ જોયુ એટલે સરવે સાહેલીઓએ પણ રાજા સામુ જોવા માંડયું પછી સદેવંતે વિચાર્યું કે આ બધી જાણી જશે તો પછી શાવળીંગાથી મારી પાસે એકલા અવાશે નહિ માટે હું આઘો જાઉ એમ ધારી પોતે નદીની સામી તીરે જઇ પથરા ઉપર બેસી પગ ધોવા માંડયા એટલે શાવળીંગાએ કહ્યું.

**દોહરો**—શખી સરોવર આપણાંને વળી ધસ ધસ ધુવે કોઈ પાય દુખેરે થાશો રાજા દુબળાને વળી લાંબીરે કર કર બાય

શાવળીંગાએ પોતાની સાહેલીઓને લાંબો હાથ કરી કહયુ કે આ કોક આપણા સામો બેસી પગ ધુવે છે. ને રાજાને લાંબો કરી સમશામાં ચંદન બાગ બતાવ્યો કે તમે બાગમાં જાઓ હું આમને રમતે વળગાડીને આવું છું બેલી સાહેલીઓ રાજાને જોઇ કહે છે કે અમે અહિઆં છોડીઓ નાહીએ છીએ ત્યાં આવી કેમ બેઠો છે તું તારે રસ્તે જા તે સાંભળી રાજા પોતે ચંદન બાગમાં ગયા અને આસોપાલવના ઝાડ તળે જઇ બેઠા.

**દોહરો**—એક એકથી અલબેલડીને, વળી નહાવા તે બેઠી જોને નાર, પાવઠડેરે પદમણી વળી પુતળીઓની હાર. ૩૩૭

સરવે સાહેલીઓ જાણે પુતળીઓની હાર બેઠી હોય તેવી શોભા થઇ રહી છે, પછી શાવળીંગાએ વિચારયું કે મેં રાજાને બાગમાં મોકલ્યા છે ને હું અહિઆ રમત કરૂં છે. તેથી અકળાશે માટે હવે જાઉ એમ ધારી પોતે ઉઠી એટલે સરવે સાહેલીઓ ખણુ પણ ઉઠીને શાવળીંગાને કહે છે કે બાઇ તમે કહેતાં હતાં કે બાગમાં ફળ ફુલને, મેવા ખાવાનાં તે કયાં છે ત્યારે સાવળીંગા મનમાં વિચાર કરે છે. આ પાપને સાથે તેડી

જાઇશ તો મારો જોગ નહિ બને, માટે મુકીને જાઉં એમ ધારી સા-
હેલીઓને કહે છે.

સોહલો--જોવા જેવો ચંદન બાગજ છેમ ને તાં એક મા-
ળીજ રહે જુઠી જુઠી સાખ્યું ભરે ને દરબારમાં દંડજ કરે.

હે બહેન બાગતો જોવા જેવો છે, પણ માંહી એક માળી છે
તે દરબારમાં જુઠું કહી દંડ કરાવે છે તે હમણાં બાગમાં ગયો
છે તે ઘેર જશે એટલે આપણે જઇશું ત્યાં સુધી આંખ મીચામણી
રમએ પછી એકની આંખ મીચીને બીજી સંતાવવા કાજે જુદી જુદી
નાઠી ને શાવળીંગા તેવીજ બાગમાં ગઇ.

દોહરો–સામારે આંબા આંબલીને, વળી દીઠીછે દાહાડમ અને
દ્રાક્ષ; આસોપાલવને ઓળવેરે, ગોરીએ કેળામાં પાડીછેરે વાટ.
સાવળીંગા પોતે આસોપાલવનાં ઝાડને ઓઠે થઈ કેળામાં રસ્તો
પાડી ફુલના છોડ ચુટની ચાલી જાયછે કેમકે, એને કોઈની બીકછે
કે મને એનો ધણી ખીજશે.બાગના માલીક તો એને લાબે થઈએ
એના પહેલા આવી બેઠાછે હવે સાવળીંગા રાજા પાસે ગઇ ત્યાંબન્ને
જણ એક એકના ગળામાં હાથ નાંખી બાગમાં ફરે છે.

દોહરો–શિરપર છુટી લટીઆંને વળી છુટેરે પટેરે આપ્યા જા
ય; પદમણીને તો પ્રેમે ઘણોને, લાલજ આંખો જોને થાય. ૩૪૦

સાવળીંગાને સદેવંત બન્ને જણ મહા કામાતુર થયાંછેઅને સા
વળીંગાના માથાના વાળની લટો છુટી થઇ ગઈ છે,ને કામના કેફમાં
આંખો લાલઘુમ થઇ રહિ છે, ને પોતાને થંડા પવનથી ને ફુલની
સુગંધથી ઘણો ઘણો પ્રેમ ચઢેછે. પછી પોતે સદેવંતનો હાથ ઝા
લી ચંપાની ઘટામાં જઈ બેઠી ને સદેવંતને કહે છે.

ચોપાઇ—ઓ અલબેલા રાજ ભલે તમે આવીઆ સુડાને હા
થે સંદેશા લખીને તેડાવીઆ. ૩૪૧ હું વારી મારા રાજ વારી વારી
વારીઆ; વગનના બાંધ્યા કોય ; જનમાંરે હમો હારીયાં. ૩૪૨ અમે
આવ્યા રાજ, તમારીરે વાડીયે; છેલ જબીલા શામ. આવોને મોજું
માણીયે ૩૪૩

સાવળીંગા સદેવંતને ઘણા પ્રેમથી કહે છે કે મહારાજ આજતો તમારી વાડીએ આવીછું.માટે મને ઘણો આનંદ થયો છે તેમ તેમ સદેવંત પણ પોતે તેનાં મીઠાં અમૃત જેવાં વેણ સાંભળી મહાકામાતુર થયોછે.ને તેના નેણની અદાએ કરીને તેનુ કોમળ હૃદય ભેદાઈ જઈ મહાગાંડોતુર થઇ રહયો છે,ને સાવળીંગાનામોઢાને હાથવતી ખુબ દબાવેછે, તે તેના કોમળ જે કમળ પત્ર જેવાં અધર ઉપર ચુંબન કરે છે

**ચોપાઇ**—અલબેલે કીધી અલવ. નાંખી ગળામાં બાંવડીઉભાછે જોડા જોડ. ચંપા કેરી છાંયડી. ૩૪૪ મેલોને છબીલા શામ મોઢુ મારૂ ભાંગશે; અમે મુકી કહીશુ વેણ, કડવા તમને લાગશે. ૩૪૫

સાવળીંગા કહે હે મહારાજ, તમે મોઢુ દબાવોતો દુખવા આવ્યુ ને ભાગી જશે.ને પછી તમને કહીશું એટલે રીસ ચડતાં વાર નહિ લાગે. માટે મોં મુકી દો એવુ કહેતાંજ સદેવંતને રીશ ચઢી કે રાંડને હુ હેતમાં પ્યાર કરૂછુ તારે એ વળી એની મોટાઇમાં જાયછે,તેથી પોતે આઘા જઇ બેઠા, ને સાવળીગાને કહેછે.

**ચોપાઇ**—ઓરે નારી અજાણ,શુ મારે નથી પ્રીતડી; લેવા આવ્યો તો કોય; રાણીજીની રીતડી ૩૪૬ પ્રીત્યુનારે પરિયાણ, તે તો અમે જાણીઆ; આલો અમારી રીત, વાહાલા કરો વાણીઆ.૩૪

હે સ્ત્રી તુ ન જાણીશ કે તને હુ વળગતો આવુ,પણમે તારી પ્રિત જાણી માટે મારી રાણીજીની રીત પાછી આપ અને તારાજે વાણીઆ આવ્યા છે તેમને વાહાલા કર.મારે તારો ખપ નથી આવાં રાજાનાં રીશના વચન સાંભળી સાવળીગા નરમ થઈ મનમાં કહેછે કે હુતો હશતાં હશતાં કહેતીતી ને આ તો પાછા રસીયા.હવે સમજાવુ એમ કહી કહેછે.

**ચોપાઈ**—રાજા સોળ સાહેલડીનો સાથ,જીવન જોને આ રહી;નાંખી ગળામાં હાથ;હંબોડલારે લે રહી. ૩૪૮ હેતે દબાવ્યું મોઢુ હાથ મોઢુ મારૂ ભાગશે:મુજથી કેમદેવાશે ગાળ,લએણા રાજા લાજશે.

હે રાજા તમે તો મને હસ્તે મોં દબાવ્યુ હશે પણ મારમોઢુ

મસ દુખ્યું તારે મેં તમને કહ્યું. જો તમને કાંઈ આડો જવાબ આ પુ તો આપની પાસે રીસનુ તો વસાણુંજ છે.તેથી મે વિચાર કરીનેજ આપને કહ્યુ કંઇ તમે મને ઓછા વાહાલાછો કે તમને ગાળ દેઉ રાજા કહે ઘડીમાં હસાવેછે ને ઘડીમાં તરછોડી નાંખેછે;ને ઘડી પછીતુ તો પરણીને જવાનીછુ.માટે મારે તોચિત કરવી નથી.ઘડી સારૂ કમાં પાછો તારા પાછળ સોચના કરતો ફરૂં. તેસાંભળી શાવળીગા કહેછે.

**દોહરો**–સુણસદેવંત શાવળીગા કહેને વળી; એવુ શુ પુછોછોરે આપ; પણ વરૂ તો સદેવંત કુવરનેરે,વળી બીજા મારે ભાઇને બાપ.

હે રાજા તમે કહોછો કે; તુ પરણીને કાલે સાસરે જઇશ પણ આ મારૂ વચન કે પરણુ તો સદેવંત કુંવરને નીકર બીજા બધા દુનીઆમાં મારે ભાઇ બાપ છે શાવળીંગાએ સોગન ખાધા એટલે રાજા ખુશી થઈ કહેછે.

**દોહરો**–સુણ શાવળીંગા સદેવંત કહે ને વળી હઇઆમાં રાખ જો વિચાર કોલ બોલ્યા તે પાળજોરે નીકર ધરતી નથી ઢાંકનહાર

હે શાવળીંગા તું આ કોલ આપેછે પણ વિચાર કરજે જો નહી પળેતો તારીને મારી બેની લોયો રઝળશે ને તમે એ શું બોલો છો હુતો કાંઇ સમજતીજ નથી ત્યારે સદેવંત કહેછે

**દોહરો**–જેવા આવ્યા ગોરની વાડીએને; વળી એવાતો અહીયાં તુ માન; કુડ કપટ તજો માનેનીરે; વળી અમે તમારારે મેમાન

હે શાવળીંગા તેં ગોરની વાડીએ આવ્યા હતા અને અહયાં આપેછે તેવાં પાળજે ને તારા મનમાં મશકરી ને કપટ કાઢી નાખજે આવુ સાંભળી શાવળીંગા ખુશી થઈ રાજાનો ઘણો આગ્રહ જોઇ પોતે રાજાને લેઇ ચંપાની ઘટામાં જઇ પોતાનુ ચીર પાથરી બંને જણ બેઠાં

**ચોપાઇ**–ચોવડ કીધાં ચીર પીતાંબર પાથરયાં, નાખી ગળામાં હાથ, સજને સહ કરયાં ૩૫૩ બેઠાંરે જોડા જોડ લાગે બહુ સારીયાં; નાની સરખી સાહેલીઓ આવીને પોકારીયાં ૩૫૪ જયાં બંને જણ ચંપાની ઘટામાં ચીર પાથરી બેઠાં છે એટલામાં નાની સરખી સાહેલી હતી તે બીજીએને તેડીને ખોળતી ખોળતી બાગમાં આવી

શાવળીંગાને બોલાવી એ સાંભળતાં સાવળીગા ઝટપટ ઉઠી, ને રાજા પોતે આશોપાલવના ઝાડ આડે સંતાયા હવે સાવળીગાને સાહેલીઓ કહે છે તુ કોની સાથે વાતો કરતી હતી શાવળીગા કહે તુ આંધળી થઈ હઈશ તારો બાપ કોણ છે અહી હોયતો જો હુતો આપણે રમતાં હતાં તે વખત સંતાવવાને બાગમાં દોડી તે દોડતાં મને કળ ચડી એટલે મારૂ ચીર પાથરી અહી સુતી ઉંહું કરતી હતી તેં જાણ્યું કે, કોઈની સાથે બોલે છે તે સાંભળી નાની સાહેલી કહે છે.

દોહરો—સુણો મારી સાહેલડીને, તમે કોક સાથે કરતાં હતાં વાત; તમને જોવાને અમે આવીઆંને, વળી સોળ સાહેલીનો સાથ.

હે સાવળીંગા તુ વાત કરતી હતી તે અમે નજરે જોયું ને તુ જુઠુ કેમ બોલે છે. આવાં તેનાં વચન સાંભળી સાવળીંગા રીસ ચડાવી નાની સાહેલીને કહે છે.

દોહરો—નાનીરે સરખી સાહેલીને, વળી મરજોરે તારો જો ને વીર; વાલમ મારો વિયોગે ગયોને, હુતો સુખ ન પામી ન શરીર.

હે રાંડ તારાં મુખ વઢીયાં ને તેં મારી પેર બગાડી એમ કહી સાહેલીઓને લેઈ ઘર ભણી ચાલી રસ્તામાં ચાલતાં વાડીના ઝાંપા આગળ મહાદેવનું દેહરૂ હતુ તેમાં શાવળીગા દરશન કરવા ગઇ. ત્યાં મહાદેવને કહે છે

ચોપાઇ—દેહરા એટલા દેવ, પથરા મેં તો જાણીયા; સાબ સોનનાં છત્ર, સદાશીવને માનીઆં ૩૫૭ અલબેલો મારો રાજ મીઠી નજરે બાગશું સોના કેરાં છત્ર, સદાશીવને ચડાવશુ. ૩૫૮

પોતે સદાશીવને કહેછે કે, જ્યારે મારા રાજાને અમે મળીશુ તારે તમને સોનાનાં છત્ર ચડાવશુ. એવી માનતા માની પોતે ઘર ભણી ચાલી. સદેવંત પોતે પેલી નાની સાહેલીને ગાળો દેતા દેતા પોતાને મહેલે ગયા. હવે સાવળીંગાના બાપ જાન તેડી લાવ્યા, અને હવેલીમાં ઉતારા આપ્યા. પછી શેઠે ફુલેકાનો વરઘોડો ચડાવાની તઇયારી કરી. અને મોટા મોટા શહુકારોને વરઘોડે આવ-

વાને સારૂ તેડાં મોકલ્યાં. પછી શાવળીંગાને પીઠી ચોળવા સારૂ બોલાવે છે. તો શાવળીંગા નથી. શેઠ કહે આ વખત તે કયાં ગઈ હશે એમ કહી સીપાઈઓને ખોળવા મોકલ્યા તેમને શાવળીંગા આવતી સામી મળી તે જોઈ સીપાહી કહે છે. હે બાઈ વરઘોડાની તઈયારી થઈ છે ને તમે કયાં રમવા ગયાં હતાં ઘર આગળ શેઠ ખીજે છે તે સાંભળી સાવળીંગા ઉતાવળી ઘર આગળ આવી, એટલે સરવે સાહેલીઓ પીઠી ચોળવા મંડી ગઈ.

**સોહલો**—કંકુને કેસર ઘોળાય પદમણી પીઠીયુંરે ચોળાય; સરખી સાંહેલીયુ મંગળ ગાય પદમણી ઉગર રૂડા પડદા થાય.

સાવળીંગાને ત્યાં સાહેલીઓએ પીઠી ચોળી નવરાવી વસ્ત્ર સણગાર પહેરાવી તઈયાર કરી હવે પદમશા શેઠે સિપાઈને બોલાવી કહયુ કે રાજાને ત્યાં જઈ કહો કે પદમશા શેઠની દીકરીનું લગન છે. માટે ફૂલેકારો વરઘોડો ચડવાનો છે તેથી આપ સ્વારી લેઈ વહેલા પધારજો સિપાઈએ ત્યાંથી રાજા પાસે આવીને કહ્યું એટલે રાજાએ પોતાની સ્વારી તઈયાર કરાવી, અને સદેવંત કુંવરને સાથે લેઈ જવા સારૂં બોલાવ્યા કે ભાઈ આપણા નગર શેઠ પદમાશાની કુંવરીનું લગન છે તેનો વરઘોડે ચઢાવાનો છે માટે ત્યાં જવું છે. તે ચાલ તારે સદેવંત પોતે કહે છે કે પિતા આજ મારા શરીરને સુખ નથી ને મારૂ માથુ દુખે છે તેથી હુતો નહિ આવું તમે એકલા જાઓ (મનમાં કે ગડ એકાંતે મળીને ત્યાંથી પાછા આવ્યા તો પછી આ ઘણા લોકમાં શું વળવાનું મુઓ શેઠ ને મૂઈ એની છોડી કે વગર દુખે માંદા થવું પડે છે ) પછી રાજા પોતે હાથી ઘોડા, પાલખીઓ ને રથ લઈ સેઠને ત્યાં આવ્યા એટલે સરવે લોક તઈયાર થયા ને પછી કન્યાને ઘોડે બેસારી વાજીત્ર વાગવા માંડયા.

**ચોપાઇ**—ધમ ધમ વાગ્યાં ઢોલ, ત્રંબક જોને ગડગડયાં અમીર ને ઉમરાવ સાથે સરવે પરવરયા. ૩૬૦ ત્રબક વાગ્યાં જોને તુર, સરણાઈએ સહાપુરીઆ; ગીડ ગીડ વાગે નોબત; લાંસાં વાગે સુરીયા ૩૬૧ પાલખીઓને સુખપાલ હાથી ઘોડા હળ ભળે સારા શહેરના લોક ફુલેકુ જોવા મળે ૩૬૧ શાખા બાંધી શાલી વાહન મોટે માંડવ

આવીઆં માંડવા કેરી માંય, આવકાર લેઇ વધાવીઆ ૩૬૩ સાથે સારા લોક વેપારી જાણીઆ ઇતિનાંરે અવશાન, એણીપેરે આણીઆ ૩૬૪ ધોબાને ધવળાચાર રથ લેઇ જોતરયાં તાતા જે તો ખાર, ભેળા લેઇ પાખરયા. ૩૬૫

એવી ધામધુમથી વરઘોડો ચઢી બજારનીવચે સોનેરીઆ ચોક માં આવ્યો ને ત્યાં વાજીંત્રની ધુમ મચી રહી તથા બંદુકોને તમચા છુટી રહયાછે, તેનો અવાજ સદેવંત કુંવર સુતા છે ત્યાં આવ્યો તેસાંભળી રાજા વરઘોડો તો મોટી ધામધુમથી ચડયો છે તે જોઉ તો રે એમ ધારી પોતે જોવા સારૂ અગાસી ઉપર ચડયા ને જુવે છે તો ઇદ્રિ ઘટા થઇ રહીછે ને તમામ રસ્તો લોકોથી ભરાઇ ગયો છે કે ચાલવાની પણ જગો નથી ને વરઘોડામાં છત્રીઓ, આબદાગ રીઓને ચમર ઢળી રહ્યા છે તે જોઈ સદેવંત પોતે ખુશી થયા નેકહે છેકે આમાં મેળો તો નહિ થાય પણ જોઉ તો ખરો કે તેણે કેવા શણગાર પહેરયાં છે એવું ધારી પોતે હેઠા મહેલમાં આવી પોતાનાં અમુલ્ય શણગાર સજે છે.

**દોહરો**—જરકશીનો જામો પેહેરયોને,વળી માથે તે કસબીરે મોળ; રત્ન જડીત શીરપેચ બાંધીયો, તેદીસે છે ઝાકઝમાળ કલગી તોર શોભતાને, વળી ગળે મોતીયન કેરો હાર, કેમરં શેલાં લપેટી યાંને; તેમાં ઝુલી રહીરે તલવાર ૩૬૭

**ચોપાઈ**—ઝુલી રહીરે તલવાર, કામરૂપ જાણીઆ; સજયાવ શોભિતા હથિયાર; તરકસ લેઇ તાણીયા ૩૬૮ તરકસ તીર કમાન હેમ જડયા હારલા; સાંજ સોનેરી ધરકાવ કટારાંછે વાંકડા, ગડ-ગેંડાની ઢાલ ભાલા જોને જળહળે; એકલડા રાજકુમાર; મોહોલા-માંથી ઉતરે. ૩૭૦

હવે સદેવંત પોતે બની ઠણી મેહેલમાંથી ઉતરયા; ને ઘોડાની ઘોડારમાં ઘોડો જુએ છે તો સીમાન સહીત ઘોડો તઇયાર છે કેમ કે પહેલ વહેલા કુંવર રાજાની સાથે સ્વારીમાં જવાના હતા તેથી રા-વતેસામાન કસી તઇયાર કરયો હતો પણ કુંવરે ના કહી તેથી રાવતે

ઘોડાને એમને એમ મુકી વરઘોડો જોવા ગયો તેથી રાજાને તે તઇયાર મળ્યો એટલે પોતે ઘોડેસ્વાર થઇ ચાલ્યા.

**ચોપાઇ**—એકલડા અસવાર દરબારમાંથી નીસરયા; સાજ સોનેરી ઘરકાવ વાગે ઘોડાને ઘુઘરા ૩૭૧

આવી તરેહથી ઘોડાને શણગાર પહેરાવેલો તેના ઉપર સ્વાર થઇ વરઘોડા સામે જાયછે તો સાજન લોક કુંવરનું રૂપ જોઇ ઘણા ખુશી થયા

**ચોપાઇ**—મહાજન મોટા લોક, કુંવરને વખાણીઆ; આવ્યા સોનેરી ચોક માંય તેજી લેઇ તાણીયા. ૩૭૨

જ્યાં સદેવંત સોનેરી ચોકમાં આવ્યો ને કન્યાનો ઘોડો જોયો, એટલે પોતે રેવતને ખેંચી પોતે તેની થડમાં જઇ ઘોડાને ધરે ધીરે ચલાવા માંડ્યો અને ચાલતાં ચાલતાં વરઘોડો ફરી રહેવા આવ્યો, પણ શાવળીંગા સદેવંતના સામુ જોતી નથી તેથી રાજા ગુસ્સે થઇ મનને કહેછે કે રાંડ મનેતો કહેતી હતી કે મારે તમરા વિના બીજા બાઇને બાપછે ને આતો પરણવામા ગાંડીતુર થઇ ગઇ છે તેથી ચાલ પાછા એમ ધારી પોતાના રેવંતને ચાબક મારી કહે છે

**દોહરો**—હે હે હેમણ આપણાને વળી નકર પસઇરે આશ; આ કાગળની વાડીમુને, એમાં સોરંગીની વાસ- ૩૭૩

**સોહલો**—એમાં નથી સોરંગીની વાસ, કે અમથો જીવ મારો ફરેરે ઉદાસ; જોબન મારૂં બાળો વેશ, હવે લખ્યું છે મારે દેશ પરદેસ.

રાજા પોતે કહેછે. ઘોડા ઘેર ચાલ આ કાગળની વાડીમાં સોરંગીની વાસ ક્યાંથી હોય ને અમથા ઉદાસ થવુ પડેછે આવા સદેવંતની રીસને અવાજ સાંભળી સાવળીંગા વિચાર કરેછે કે રાજાના સામું મેં ના જોયું તેથી રીસાયા પણ શું કરૂં આટલા લોકમાં કેમ બોલાય, પણ જો ફુલેકુ ઉતરે ને હુ મે મેહેલમાં ગણેશ આગમ વરતોરણ આવે ત્યાં સુધી એકલી રહીશ.તે વખત ત્રિતું રૂપ લેઇ આવે તો મેળાપ થાયએમ ધારી પોતે રાજાને સાન કરીસમજાવે ૩૮૩

શાવળિગા પોતે એક હાથે શીફળ લેઇ બીજે હાથ ઉંચો કરી

ચુંદડીનો ઘુંઘટો તાણી ચુડીઓ ખખરાવી. રાજાને બતાવ્યું કે તમે સ્ત્રિ થઇ મારા મેહેલે આવો સદેવંત પોતે ચતુર હતો તે સમજી ગયો કે મને સ્ત્રિના વેશે તેડેછે.તેથી હું સ્ત્રીનુંરૂપ લેઇ જાઉં. એમ ધારી પોતે ત્યાંથી નીકળિ પોતાને મેહેલે આવ્યો; હવે વરઘોડો ફરતો ફરતો જાનીવાસા પાસે થઇ ઘર આગળ આવ્યો ને ઉતર્યો એટલે શાવળિગા મેહેલમાં ગણેશ થાપના આગળ જઇ બેઠી અને સાહેલીઓ સરવે નીચે ગાવા લાગી. શાવળિગા વિચાર કરે છે કે આવામાં રાજા આવે તો ઠીક થાય. હવે સદેવંત કુંવર પોતાના મેહેલમાં જઇ સ્ત્રિનો પોશાક પહેરવા માટે રાણી પાટમદેની પેટીઓ ઉઘાડિ તેમાંથી સોળે શણગાર લેઇ પેહેર્યા, અને જે અમુલ્ય રાણી ની સાડિ હતી તે પેહેરિ પણ ફકત હીરા રત્નની જે જડીત વાળિ નાકે પહેરવા જાય છે, પણ વેહે વિના નાકમાં રહેતી નથી તેથી વ ળખા મારે છે. એટલામાં રાણી પાટમદે વરઘોડો જોવા અગાશી ઉ- પર ચડયાં હતાં ને વરઘોડો ઉતર્યો એટલે નીચે રંગ મહેલમાં આવ્યાં તો સદેવંત સ્ત્રિ બનીને બેઠા છે ને નાકમાં નથની નથી રહેતી તે દબાવે છે એટલે પાટમદે ઓચિંતાં કહે છે કે રાજા વેહ નહોય તો લાવો આ સોયો ઘોંચી નવો પાડુ. તમારા હાથે ઘોચતાં જીવ નહી ચાલે. સદેવંતે પાટમદેને જોઇ મનમાં ઘણો સરમાઈ ગ યા. પછી પાટમદે રાજા પાસે આવી રાજાને કહે છે.

**ચોપાઇ**--કેમ કરી રહેશે મહારાજ, વેહ વનાની વાલીયું;આ નર ભાગી થયા છો નાર. તેતો મેં ભાળીયું. ૩૭૬ પુરૂષ તણો જોને વેશ, તમારોરે લાજશે; ઢળકતી મેલતાતા ઢાલ. તે આ ચુંદડિ કેમ છાજશે. ૩૭૭

હે મહારાજ આ ઢાલ બાંધતા હતા તે ચુંદડી કેમ શોભશે આથી તમારો મરદનો વેશ તે લાજશે તે સાંભળી સદેવંત પોતે રાણીને કહે છે.

**કવિત**–રાજનકી નીત ગઇ; મીત્રનસે પ્રીત ગઇ;નારકી પ્રતીત ગઇ, જયાંકી જીયા ભાયોહે; શેખનકો ભાવ ગયો. પંચનકો નાવ

ગયો, સાચકો પ્રભાવ ગયો. જુકાળ આયો હે મેઘનકી ઝુટ ગઇ. ભૂમિસેતો નિષ્ટ ગઇ સૃષ્ટિમે વિપરીત ઉડ ધાયો હે. કીજીએ સહાય કૃપાળ: કહતહે મોતીલાલ. કઠીણ કરાળ કલૂ કાલ ચલ આયોહે.

હે સ્ત્રિ તું કહે છે તે ખરિ પણ એ વાતના ઘાવ જેને લાગ્યા હોય તેને પુછતો ખરી તુ મને શીખામણ દેછે પણ એમાં મોટા ગરક થઇ ગયા છે. તે સાંભળી રાણી કહે છે હે મહારાજ કીર્તિમા રા જેવા નહિ થયા હોય કે પરમેશ્વરે મરદનો અવતાર આપ્યો છે, ને હાયેવતી સ્ત્રીનો અવતાર ભોગવવા ઇછોછો. (શુ ગાંસ ખાતા હશે તે લાડકા કેડે બાંધી ફરતા હશે ) રાજા કહે રાંડ તુ તારી ઝાંખ હાયેવતી ઉઘાડીને એજ ખુવેછે. પછી રાણી રાજા ઘણુ ચીડાય એટલે છાના રહ્યા. પછી સદેવંત મેહેલમાંથી નીસરી રૂમઝુમ કરતા સાવળીગાને મેહેલે ગયા.ત્યા. બાઇડીઓ ગાય છે ને હવાહય થઇ રહીછે, તેમાં રાજા શાવળીગાને ખોળવા માંહો પેશી ટોકીયાં કરે છે, અને રાજા મેહેલમાં પેસવા જાય છે તો બાઇડીઓ ગોદા મારી બહાર કહાડેછે ને કહેછેકે શાવળીગા આ કોણછે કે વચે અથડાય છેરાજા પોતે ધકા પાટુ ખાતા થાકયા,પછી નીરાશ થઇ મનમાં કહે છે કે, રાંડે મારી મશકરી કરવાને સારૂ તેડાવ્યો, પછી પોતે મેહેલની સામે જઇ શરમવાન થઇ બેઠાને આંખમાંથી ઝરઝર આંસુ ઝરવા માંડ્યાં.શાવળીગા રાજાને જોવા સારૂ ઝરૂખે આવી જુવે છે તો રાજા વેગળે બેઠા છે; ને આંખમાં ઝળઝળીયાં આવ્યાંછે પછી ત્યારહી કહ્યુ.

ચોપાઇ—ઉતારોની એકાંત, રૂદેમાં જાણીએ; છેલછબીલાશામ આવોને મોજો માણીએ ॥ ૩૯ ॥ ઓ અલબેલા રાજ, ભલેતમે આવીઆ, આ ગોપીયુના વેશ; ભલે તમે ભજાવીયા ૩૮૦

આવુ સાંભળતા સદેવંતે ઉંચુ જોયુ એટલે શાવળીગાદીઠી,પછી શાવળીગાએ ઇસારત કરી કહયુકે આ પાછળ બારીએ આવો પછી સદેવંત પાછળ બારીએ થઇ શાવળીગાના મેહેલમાં ગયા. ત્યાંશાવળીગાયે પોતાના રંગ મેહેલમાં પલંગ ખુરશી કોચ અને પાટયો ઢાળી મુકીછે તેના ઉપરમુખમલની તળાઇઓ ઓશિકાંઓ વિગેરે ત-

રેહ તરેહનાં ઉપ બીછાનાં પાથરી દીધાછે અને રાજાને વાસ્તે ખાવાને દુધ, સાકર, બદામ, પીસ્તાં, ચારોળી દ્રાક્ષ, અખરોટ, કીસમીસ બાજોરા, અંગુર નાળીએર અંજીર નારંગી વીગેરે નાના પ્રકારનો મેવો મુખ આગળ લાવીને મૂકયો છે અને મુખવાસ સારૂ પાન, સોપારી એલાયચી, જાયફળ, જાવંતરી, તજ, લવિંગ, અને કસ્તુરી એવા અનેક પ્રકારના ખુશબોદાર તેજાના લાવી મુકયા, અને તમામ રંગ મેહેલમાં અતરની ખુશબો ઉડી રહી છે.તે જોઈ સદેવંત ઘણો મનમાં ખુશી થયો કે આવું શુખ મે મારી રાણીથી નથી ભોગવ્યું. પછી શાવળીગાને સદેવંત કહે છે.

**ચોપાઈ**—નાકર બેઠા જોડા જોડ,કહુ એક વાતડી.શાવળીગાતુજવીના, મારી કેમ જાશે રાતડી ॥ ૩૮૧ ॥ નાના ચાન્તે નાર. પૂગી મારી પ્રીતડી; હેતેને પ્રીત કોય, આલો રણજીની રીતડી ॥ ૩૮૨॥ મુખ દીઠે દુખ થાય જ્યારે નેણું બારીયે ચઢયો કસબી રંગ તે ધોઈ ધોઇને ટાળીયે ॥૩૮૩॥ સહુથી ઉત્તમ જાત. તમારી નાતડી, સુણ શાવળીંગા નાર, માતા અમારી વાતડી ॥ ૩૮૪ ॥

હે સાવળીગા કાલે તો તુ જઈશ, અને ગયા પછી મારીરાત કેમ જશે. માટે તુ મારી રાણીજીની રીત પાળી આપ એટલે હુમારે ઘેર જાઉં, કેમકે તુ પરણી સવારે ચાલતી થાય ને મારે પછી તારા પાછળ ઝુરી ઝુરીને મરવુ પડેતે સાભળી શાવળીગા રાજાનેકહેછે.

**દોહરો**—આ જીભથી જાવો નહી કહુને વળીરહોનેઆજુનીરેરાત; આવી એકાંતુ નહિ મળેને રાજાકરોને વાલેશરી વાત ૩૮૫

**ચોપાઇ**—સારાં સારાં બેશ આપ્યાં બેશવા બીછાવણા; જાજમને ગલેચ પાથરણાં પાથર્યાં. ૩૮૬ અલબીલા રાજા અલવુ તારી જાણીએ; છેલછબીલા શામ. આવોને મોજ્ઞુ માણીએ. ૪૮૭

હે રાજા હુતો આ જીભે જાવ નહિ કહુ ને આવી તમને એકાંત નહિ મળે,માટે બેસો પછી એમ કહી રાણી રાજાનો હાથ ઝાલી બંને પલંગ ઉપર બેઠાં હવે સદેવંતને પાછુ ઓછું લાગ્યુ, તેથી શાવળિગાને કહે છે.

**ચોપાઈ**—દોયકર જોડી કોય કામન તુતે કરગર; આપુ માય

અપાર, સાસરવાસો હુ કરૂ ॥ ૩૮૯ ॥ સમજુ થાજો નાર,પુગી માહ્ય પ્રીતડી; હેતેને પ્રીછે આલજો, મને રાણીજીની રીતડી.

હે સ્ત્રી હુ તને ખરૂ કહુંછુ કે હજુ સુધી તારોને મારો કાંઈ પણ છે નહી માટે તને કહેતો સાસરવાસો કરૂ ને તુ કહે તે આપુ અને મુકી દે તે સાંભળી શાવળીંગા દીલગીર થઇ કહેછે

ચોપાઇ—નહી આલુ રાણીજીની રીત સાંભળો વાતડી નથી ગમતી જરાય માજનીઆની નાતડી ૩૯૦ કડવા લાગેછે કોય વેહેપારી મુને વાણીયા; પેહેરાવો પાટમદેના શણગાર, કરીલ્યો રાણીયા.

હે મહારાજ મને જરા પણ આ નાત ગમતી નથી. અને હુંતો તમારી રાણી થઇ ચુકી છુ ત્યારે સદેવંત કહેછે.

ચોપાઈ—નાના કહેતા નાર, પરાણે ન હોય પ્રિતડી; માજન ને ઘેર ના આલુ મારી રાજવળાની રીતડી ૩૯૨ રાજવળાની તલબ તે જાણે હમારી રાણીઆં; મોજું ક્યાંથી માણો વેપારી તમે વાણીઆ ॥ ૩૯૩ ॥

હે સ્ત્રિ તુ પરાણે પ્રિત કરીશ એમાં શું તે સાંભળી સાવળીંગા પોતે રૂદન કરે છે ને કહેછે.

ચોપાઈ—છળ કરીને કોય રાજા તમે મુને છેતરી આવા નમેર થયા નાથ, માથે તમે ઝાઝી કરી ॥ ૩૯૪ ॥ આતમ પ્રાણ આધાર જીવું નહીં તે જાણીયે સાચુ માનજો શામ પ્રાણ નકી પાડીએ ॥ ૩૯૫ ॥

હે રાજા તમે જ્યારે એમ કરશો તો હુ મારા પ્રાણ મુકીશ, તે સાંભળી સદેવંત કહેછે

ચોપાઇ—તારો સઈઅરૂમાં ચેરો થાય, તેતો અમે જાણીએ; લથડતી ચાલનો ધણી ગમતો નથી વાણીઆ ॥ ૩૯૬ ॥

રાજા દયા લાવી શાવળીંગાનો આગ્રહ જોઈ મહા કામાતુર થઇ રહ્યાને શાવળીંગા ગળામાંહાથ નાખી પલંગ ઉપર જઇ બેઠા પછી શાવળીંગા જઇ કહે છે

ભેગા જમતાં ને સુઈ પણ એક સજ્જાએ રેતાં તમને વેવણ જાણી તે આળવીતરૂ કરી ગઈ હશે આવી નણંદ ભોજાઇ રકજક સાંભળી સાથે આવેલી સ્ત્રીઓ લીલાવતીને કહે છે.

દોહરો—વિચારે કુળની ગોરીઆને તમે નિચારે નમજો નાર દુરથી દુરીજન હાંસુ હસેને; બાઈ કાંક રાખોને વિચાર. ૪૨

હે લીલાવતી અમે કાંઇ વિચાર કરતાં નથી લોક આવું જોઈ તમારી મશ્કરી કરશે પછી દેવજી વ્યાસ કહે તમ ચુડો પાનેતર ગણેશ આગળ મુકો વર તો તોરણે આવ્યો છે પછી રકજક કરતાં આખી રાત જશે. પછી લીલાવતી તે મુકી બીજી સ્ત્રીઓ સાથે નીચે આવી ગાવા વળગી હવે દેવજી વ્યાસ એકલા રહ્યા ને શાવળીંગા ને કહ્યું કે તુ આ ચુડો પાનેતર પહેર એમ કહી કહેછે.

ચોપાઈ—જાડે પાસે જાન, શેઠ રૂપાસા લાવીઆ; ચડી ઘોડે અસવાર તોરણે વળી આવીઆ ૪૧૨

શાવળીંગા શેઠ તોરણે આવ્યાછે તે સાંભળી શાવળીંગા કહેછે

ચોપાઈ—વરછે રૂડા કોય, અમે નહી વરીએ; આતે મારા અલબેલા રાજતો શીર ઉપર ધરીએ ૪૧૩ દેવજી દીલમાં વિચરે ફેરા હુતો નહી ફરૂ જશે દહાડે જોજો પરણો મારો પરહરૂ. ૪૧૪

ઇચ્છાવર વરાય તેનો અમે વરીએ મારો પૃથ્વીનો રાજ, તો શિર ઉપર ધરીએ ૪૧૫ ચોરીના આંટા ચાર ફેરા હુતો નહિ ફરૂ મરજો મા ને બાપ શેઠ રૂપાસાને નહિ વરૂં ૪૧૬

હે ગોર હુતો આ પહેરવાની નથી ને આની સાથે પરણવાની નથી મારા સદેવંત રાજાને હુ વરી ચુકીછું ને જો પરાણે પરણાવશો તો જતે દહાડે તેને હુ રઝળતાં મુકીશ એમ કહી રૂપીયા ૫૦૦ ની મોતીની કંઠી દેવજીને આપી દેવજી કહે તુ કાંઈ એનો ઉપાય કર શાવળીંગા કહે અમે સ્ત્રી જાત શો ઉપાય કરીએ ત્યારે દેવજી કહે છે.

સોરઠો—આભ ગાભનેવરણા કાગ આ ચરિત્રને રોવાં બાળ

ઓ વાતનો જે નિરણે કરે તેને ઘેર શેહેવજી જોશી પાણી ભરે. ૪૭૧

હે સ્ત્રી જોકે સ્ત્રીનાં ચરિત્રને કોઇ પોહોચ્યુ નથી માટે તુ કાંઇ સ્ત્રી ચરિત્ર કર પછી શાવળીંગાએ પોતાના એક લવિંગીયા દાશી હતી તેને ચુડો પાનેતર પેહેરાવ્યું ને કહ્યુ કે આને લેઈ જાઇ ગોર તમે ફરા ફેરવો પણ જો આ વાત બીજે કાને ન જાય ગોર કહે સારૂ સુઇ રહુંછુ ત્યાં આવી આ લુગડાં મને આપી જજે એમ કહી દેવજીને દાસી બંનેને મોકલી પોતે જાનીવાસમાં જઈ સુતી દેવજીઆસ દાસીને ચોરીમાં લાવી બેસારી હવે સહેવંત કુવર પોતે સ્ત્રીને વેશે જેવા સાવળીંગાના મેહેલમાંથી નિકળ્યા તેવા નિચે ઉભા રહયા હતા મનમાં કે જોઉ મને ના કહેતી હતી તે પરણેછે કે નહિ એટલાનાં પેલી દાશીને જોઈ એટલે એમણે જાણ્યુ કે આતો પરણવા આવીને મારે મોઢે જુઠા સમ ખાધા પછી પોતે ત્યાંથી રીસાઇને પોતાના મહેલમાં આવી સ્ત્રીનો વેશ કહાડી નાખી પલંગપર સુતા સુતા સાવળીંગાને ગાળો ભાંડેછે તે સાંભળિ પોપટ કહેછે હે રાજા તમારી તે ડાગળિ ખશીકે તમને વાયુ ભરાયો તેથી આમ કરોછો રાજા કહે હે ભાઇ રાંડ વચનની સાચી નહિ મને કહેછે કે હુ પરણનાર નથી ને એતો પરણેછે પોપટ કહે એને ના કહી હોયતો પોપટને કહેછે.

**ચોપાઇ**—ધવળ મંગળને ધોળ વીનાનાં વધામણાં ચઢી વેવાણે કોય ગાયતે રૂડાં ગાવણાં ૪૧૮ આલાલીલા કોય વાંસ તો વઢાવી આ કાચાં તરોપાના તોરણ દ્વારે તો બંધાવીઆં ૪૧૯ સાથે સારા લોક વેપારિ વાણીયા પરણી ગયો રૂપાશા શેઠ અમારિરે રાણીઆં

હે પોપટ એવી તરેહથી હુ નજરે જોઇને આવ્યોછું પોપટ મનમાં કહે એ એમ કરે નહિ એને કાંઈ સ્ત્રી ચરિત્ર કરયું હશે; માટે જઈ ખબર લાવુ એમ ધારિ પોતે રાજાને કહેછે

**ચોપાઇ**—વાહરે રાજા વાહ એવાં વચન ન બોલીએ દુનીયાં ફરીને વાત કાને આગળ ખોલીએ ૪૨૧ વાહરે રાજા વાહ હિમત

**ચોપાઇ**—મુગીપરની રાજ પધારયા મારા ઢોલીએ, ધનધન મારો અવતાર. લાડ ઘેલી લાવો લીજીએ ॥ ૩૯૭ ॥ હધ્યા કેરા હેત મેદરે બતાવીઆ; લીલાવતી નણુંદે આપાને પોકારીઆં.

જ્યાં ઘણા પ્રેમમાં એક એકના ગળામાં હાથ નાંખી બેઠા છે એટલામાં લીલાવતી જે નણંદ હતી તેને બીજી તેની સાહેલીઓને દેવજી વ્યાસ કન્યાને ચુડો ને પાનેતર પહેરવાનું લેઇને આવ્યા ને શાવળીંગાને બહારથી હાંક મારી તે સાંભળી રાજાને કહેછે કે કેમ કરીશું રાજા કહે ભોગ તારા મેં તો તને કહ્યું કે તુ મને જવા દે પણ તને વાતોનો સ્વાદ રહી ગયો હતો તે હવે આપણો પરમેશ્વરજ આપણને અનુકુળ નથી કેમકે જરા હરખમાં આવીએછીએ ને એ-ટલામાં કારોતરીઓ ક્યાંથી આવે છે. જો વાડીએ ગયા તો કાણીયો મળયો, ને ચંદન બાગમાં રાંડ છોકરી આવીને અહીંયા તારી નણંદે ઘાટ બગાડયો હવે તો તને સુજે તેમ કર તે સાંભળી સાવળીંગા કહે છે

**ચોપાઇ**—કંથા તમે દેવળ જાવ, ત્યાં અમે આવશું; વાડી સંધા બોલ, ત્યાં અમે પાળશુ ॥ ૩૯૯ ॥ રમશુ સારી રીત; મોજાં અપાણ માણશું, અમે પરદેશી મેમાન, સવારે ઉઠી ચાલશું.

હે મહારાજ તમે દેવળમાં જાવ હું ત્યાં ગમે તે કરી રાતરે આવીશ. તે સાંભળી સદેવંત કહે છે.

**ચોપાઈ**—દીન આથમ્યા કેડે કોય, પગ બહાર કેમ કાહાડી-એ. આપણ મોટાના પરમાણ, વેણ કેમ વાઢીએ ॥૪૦૧॥ કામનાં દેવળ કોઇ અમેતો નહિં આવીએ, કહું છું સાચી વાત, રૂદેમાં જાણીએ.

હે શાવળીંગા આપ મોટાના છોરૂ થઇ રાતને પોહોર બહાર જઇએ ને કદી ઘરમાંથી ના કહેતો તેનું વચન કેમ લોપાય માટે હું તો નહિ આવું તે સાંભળી શાવળીંગા કહેછે

**ચોપાઈ**—કયા દેવળ કોય, અમે તો આવીશું, વાઢી અમારાં શીશ શકિતને ચઢાવશુ ॥૪૦૩॥ જો જો સાચી ખોટી વાત, સવારે સંભળાવશું; પદમસી કહે છે રાય, પ્રાણ અમે પારશું.

હે મહારાજ તમે નહિં આવો તો અમે અમારી મેળે જઈ ત્યાં માંથુ વાઢી શકિતને અરપણ કરીશુ. આવા શાવળીંગાના અવાજ સાંભળી સદેવંત કહે છે.

ચોપાઈ—કામની સાથે કાજ પણ તમે પાડશો; હાલા હાલા હોશ, અમને શીદ ચડાવશો ૪૦૫ તારી લોકમાં અપકીરતી થાય, એવુંરે શીદ કરીએ; હુશે આવ્યો વણિક, હેતે તેને વરીએ. ૪૦૫

હે મુડી શીદને મરેશ, ને અમને અમસ્તો હોશ ચડાવે છે. તારી લોકમાં અપકીરતી થશે. હે મુડી તને જરાએ વાણીઓ ગમતો નથી માટે જો તું મારાજ સારૂ મરીશ તો હુ ગમે તેમ કરી દેવળ આવીશ અને તુ મરીશ નહિ એમ કહી રાજા પલંગ ઉપરથી ઉઠી મેહેલમાં ચાલવા જાય છે એવામાં રાજાના પગનો ઠણકારો જોઇ નિચેથી લીલાવતી નણંદ બોલી.

ચોપાઇ—જેના ધબક પડીઆ પાઉ નેપુર જેને વાગીઆં એ નરના આચાર એતો નહિ નારીઆં ૪૦૬

લીલાવતીનો અવાજ સાંભળી સદેવંત મનમાં કહેછે કે મને ઓળખ્યો ખરો તો હવે પુરો ઓળખાશ એમ ધારી લીલાવતી બારણા વચે ઉભી હતી તેને ધક્કો મારી ચાલી ગયો તે જોઈ લીલાવતી શાવળીંગાને કહેછે.

ચોપાઈ—કાનો કીધો સંગ રસ લેઇ ગયો વહુજી સાચું માન એ નારી કે નર હતો. ૪૦૮

હે શાવળીંગા મને કાઈ આ પુરૂષ જેવુ લાગે છે તે સાંભળી સાવળીંગા કહે છે.

ચોપાઈ—અમે ભણતાં એક નિશાળ રાજાની છે કુંવરી; વેવાણ માટે તું જાણ અલબેલીએ અવલ કરી. ૪૦૯ જમતાં એકજ થાળ, સુતાએકજ સેજડી નણદલ સાચું માન એનોછે સાહેલડી.

હે નણંદ એ રાજાની કુવરી છે ને મારે એને નાનપણનાં સૈયરા છે અમે ને એ બંને એક નિશાળે ભણતાં, એક થાળમાં

શો હુ પછી મારા બાપને કહીશ આવાં સાવળીગાનાં બાંણ જેવા વચન લીલાવતી સંભાળી ચુપ થઈ ગઈ ને છ નીમાની પોતાની સમ્રયરોને લેઈ બીજા ઓરડામાં જઈ સુતી. હવે પેલા પોપટે રાજાને જઈ કહ્યું એટલે રાજા પોપટનુ પાંજરૂ લેઈ પોતે દેવળ જવા સારૂ નીસરયો. રસ્તામાં જતાં પેહેલા વઇદનુ ઘર આવ્યુ તાં જઇ વઇદને બોલાવ્યો.

દોહરો—વેહેલા વઈદ ગીરધારીઆને વળી જાગૃત ગોરી મુને દે સદેવંત કુંવર આવીઆને, વળી કહેવુરે હોય તો કહે.૪૩૦

હે વઈદરાજ મને જાગ્રત ગોરી આપો. વઇદ ઊંઘમાંથી ઉઠયા. શું કરે રાજાનો કુંવર છે. નહિતોબીજાને ના પણ કહે પછી પેલાવઇદે અંધારે ગોળીઓ ખોળતાં જાગરતને બદલે ઘેરણ ગોળીઓ હાથ આવી તે અંધારામાં રાજાને આપી.તે લેઈ રાજા પોતે દેવળમાંગયા દેવળમાં હીરામણનુ પાંજરૂ લટકાવ્યુ. ને ત્યાં અખંડ દીવો બળે છે. પછી રાજાએ પેલી ગોળી ખાધી અને ઘડી થઇ એટલે ઊંઘઆવવા માંડી તેથી પોપટને કહે છે કે, હે પોપટ આવા અંધારામાં મધરાતે તે શું આવશે. ને મને તો ઉંઘ આવવા લાગી. પોપટ કહે મહારાજ તમે દહાડે બહુ ફરયા તેથી ઊંઘઆવે છે એવામાં પીપળાનાં પાન વા આવવાથી ખરખડયાં તે સાંભળી સદેવંત બારણા આગળ આવ્યો કે સાવળીગા આવી તેથી પોતે ખુશી થાય છે ને હરખ પામેછે. પણ ઘડી એક થઈ તોએ કોઇ આવ્યુ નહિ એટલામાં, પાછા પાંદડાં હાલ્યાં તે જોઈ સદેવંત કહે છે કે આતો પાંદડાં હાલેછે તેથી ઉદાશ થઇ મનને કહે છે,

દોહરો—પીપળ પાન રણ ઝણેને, વળી રૈન અંધારી જોનેહોવે ફટ ફટરે તુ ભોળા હઈયાને; વળી અહીંઆ ન આવે જોને કોય.

સોહલો—અહીંયાં ન આવે જોને કોય. અમથો જીવ મારો ઉદાશજ હોય; બોલતીતી જોબન માતી, થરકે છે મરદની છાતી

મનમાં કે શુ આટલી રાતરે આવશે.મોટા મરદની હિમત ન ચા

લે તો એનો વળી સ્ત્રી છે, એનો જોબનના તોરમાં બોલી હતી આ-
વુ સાંભળી હિરામણ કહેછે કે, રાજા એ આવશે તો જરૂર પણ જો
તમને ઊંઘ આવતી હોય તો સુઇ જાવ એ આવશે તો હુ તમને
જગાડીશ પછી રાજા દેવળી વાસી સુઇ ગયા. હવે સાવળીગા પોતે
રૂપાશા શેઠને પોતાની પાસે આવતા જોઇ ઢોલીઆ ઉપર સુતી હતી
તે ઉઠી એક કોરે જઇ ઉભી રહી. પછી શેઠ આવી ઢોલીઆ ઉપર
સુતા તેવાજ ઊંઘી ગયા. હવે સાવળીગા મનમાં વિચાર કરેછેકે મા-
રે દેવળમાં જવુ છે, ને દરવાજો બંધ હશે, પણ કાંઇ ફિકર નહિ
હુતો ગરનાળામાંથી જઇશ એમ તો મારૂ શરીર પાતળુ છે. પછી
પોતે એવો વિચાર કરી થાળ લેઇ તેમાં પુજાપો ભરી તઇયાર થઇ
દીવો બળતો તો તેને અરજ કરે છે,

**ચોપાઇ**–ધીરારે ધીરા પાઉં, પદમણીએ માંડીઆ;ધમકેછે ઘુ-
ઘરમાળ નેપુર જોને વાગીઆં.૪૩૩ નમી નમીને સલામ, દીવાનેજો
કીઆં; લાંબેરે હાથે સલામ, શેઠ રૂપાશા ઉઠીઆ. ૩૩૪

જ્યાં દીવાને સલામ કરે છે, એટલામાં શેઠ જાગ્યાકે સાવળીગા
હાથમાં થાળ લેઇ ઉભી રહી " પછી શેઠ બોલ્યા કે પરમેસર ધન છે
કે મને આવી રૂપાડી અસટરી મળી." અને પોતાના મનમાં જાણે
છે કે આ થાળ લેઇ મને વધાવવા આવે છે,એની ચતુરાઇને ધન્ય
છે એમ ધારી ખુશી થયા ને સાવળીગાને કહે છે.

**સોહલો**–આવી રૂપાડી માંઝનની રીત, પરમની પાડજો અમા-
રી પ્રીત; સુદર તમાકુ જોતીએ સોજ,અને મોઢે માગોમારે આપીએમોજ

હે અસટડી જે માગે તે આપુ; સાવળીગા કહે હું થાળલેઇ
દેવળ જાઉંછુંને એતો એના ઉપર સમજ્યો,પણ ઠીક થયુ એનુ વ-
ચન છે માગુ.

**ચોપાઇ**–સુણો રૂપાશા રાય, કહુ એક વિનતી; દેવળ જાતી તો
નીત કુંવારીરે હુ હતી. રેનીરે રમશુ પહોર, પછીરે પાછાં આવશુ;છે-
લ છબીલા સ્યામ, શેઠ રૂપાશા પામશુ ૪૩૭

નવ હારીએ એ પરદેશી મેમાન, માથા કેમ ઉતારીએ.

હે રાજા એવી વાત આપણે કેમ બોલતા હશું મરદ થઈ ખાતરી કરયા વગર માથા ઉતારવી નહિ એમ કહી પોપટ ચાલ્યો ને ચોરી આગળ જઇ જુવેછે તો ત્યાં ચોરીમાં શાવળીંગા દીઠી નહી એટલે પાછો આવી રાજાને કહેછે

**દોહરો**—કાંતો માઝને ઓળવીને વળી કાંતો મુઇરે વખ ખાઈ જે તમારા સાજન રે, રાજા એતો ચોરીમાં નહિ.

હે રાજા કાંતો શાવળીંગાને માઝને ઓળવી કે ઝેર ખાઇ મરી ગઇ, પણ ચોરીમા નથી એ સાંભળીરાજા કહે હે ભાઇ ત્યારે તુ ફરી જઇ એને ખોળી કહાડ તેને પુછતો આવ કે તે દેવળ કહ્યુ હતુ તે કીયુ ગામમાં ઘણાં દેવળ છે તેની ખબર લાવ એટલે આપણે તે દેવળમાં જઇએ પોપટ પાછો જઈ જાનીવાસના ત્રણસે ને સાઠ માળીઆં ખોળી વળ્યો હવે પેલી દાશી રૂપાશા સાથે પરણી ઉઠી ને શાવળીંગાને જઇ લુંગડાં ને ચુડો આપી આવી તે પેહેરી શાવળીંગા જાનીવાસામાં સુતીછે ત્યાં પોપટ ખોળતો ખોળતો આવ્યો અને તેને સુતેલી જોઇ કહેછે

**ચોપાઇ**—ગોત્યાં ગંગારામ મદિરને માળીઆ કાંમન કોને હામ પ્રાણ તમે પાડીઆ. ૪૨૪

તે સાંભળી શાવળીંગાસુતીતી તે બેઠી થઇ ને જુવે છે, તો પોપટ દીઠો પછી પોપટ કહે છે

**દોહરો**—સુતાં છો કામની સુખે કરીને વળી કોણને કોણરે પરણાવ; મારા રાજાએ મને મોકલ્યોરે ભુડી તુતોરે બતાવ

હે શાવળીંગા તુંતો કયાં મરી ગઇ હતીકે હુંતો ખોળી ખોળીને થાકયો નેતુંતો અહી સુતી છું તેં કોને પરણાવી ને તેં શુ કરયું તારી બુદ્ધિને ધન્નછે મારા રાજાએ કહ્યું કેતે જે દેવળ બતાવ્યુ તે બાયેભારે બતાવ્યું પણ તેદેવળ કીયુ તે નીશાની બંધ બતાવ્ય કે રાજા તે દેવળમાં જાય, એ પુછવા આવ્યો છું તે સાંભગી સા-

વળીગા બોલી.

**સોહલો**—ઉગમણા દરવાજા બહાર, ચોફરતાં ચંદનના ઝાડ; રૂડો એક પારસ પીપળો છે, ડેહેરૂ એક અંબાનું કહે

હે પોપટ રાજાને કહીએ કે ત્યાં જજો પોપટ તે સાંભળીરાજા પાસે આવ્યો પછી સાવળીંગાની નણંદ લીલાવતી મનમાં કહે છે વહુ નઠારી છે હમણાં કોઈ પુરૂષ જોડે વાત કરતી હતી, તે વેળા તેના મેહેલમાં હતો તેજ હશે એમ ધારી શાવળીગાને કહે છે.

**દોહરો**—વહુજી ઝાઝાં બોલકાંને, મારો બાળોરે ભોળો જોને વીર; પદમણી તમે ના રાખશોરે, આજ તમારાંરે શરીર ૪૨૮

હે વહુ તુ તો મહા કાફર છે, ને મારો ભાઈ ભોળો છે માટે આવ્યો તો તે મન મનાવો નહિ તો તમે વચેથી મરો તે વિના મારો ભાઈ સુખે બેસવાનો નથી. આ નણંદનાં વચન સંભાળી શાવળીગા રીસ કરીને કહે છે.

**દોહરો**—બેસ હશે તે માણસોને,વળી એ શુ માણરેઅજાણ; હુ સતવંતી સુંદરીરે, નહિ મેલુ તે મનનીરે માણ. ૪૨૯

હે નણંદ હુતો સતવંતી છુ તે તમે ગમે તે કહો એટલામાં બીજી સ્ત્રીઓએ લીલાવતીને ધમકાવવા માંડી, ને કહ્યું કે,વહેમ આવતો હોય, તો દીવો લેઇને જુઓ. પછી લીલાવતી દીવો લેઇ જોવા ગઈ તો કોઇ દીઠુ નહિ.તે જોઈ સાવળીગા લીલાવતીને કરોધ કરી કહે છે કે હુ તમને શુ કહુ. તમે તો મારી નણંદ છો તમે કોઈ સાથે પ્રિત કરીને ભાઇ પરણવવા આવ્યા છો, પણ તેને સાથે નથી લાવ્યા. તેથી તેનામાં જીવ ભમતો હશે માટે તમને તેના ભણકારા વાગે છે જેવાં આપ એવાં બધાને ન જાણવા. હેત હતુતો શીદ મુકીને આવ્યાં. શુ મારા બાપ આટલી જાનની બરદાશકરશે, તો એવાં એકલીની બરદાસ નહિ કરે ? એના વાસ્તે તો તમારીવતી હુ વળી મારાથી બનત એટલી બરદાસ કરત. ને તમે મને કહો છો તે તો તમારો બાપ કોઇએ નથી. ને જો મને વધારે કહે

**દોહરો**—કાળા મોઢાની કુતરીને તારૂ મોઢુ તે લેઇનેરે વાસ; મુને વીતી ને તને વીતશેરે રાંડ આવવાદે કારતક માસ ૪૫૩

હે રાંડ કુતરી તને કહુંછું કે તું છાની રહે તોએ બંધ થતી નથી પણ કારતક મહીનો આવવાદે પછી મારી એવી તારી વલે થશે તે સાંભળી કુતરી કહે છે.

**દોહરો**—કારતક મહીનામાં સઉ કુતરાંને વળી તજીએ ભુખનેરે પ્યાસ; ધીક પડયોરે તારા જીવતરમાંરે તને કારતક લાગ્યો બારે માસ

હે સ્ત્રિ અમે સઉ ફક્ત એકલા કારતક માસમાં અન્ન પાણી તજીને ધણીની પાછળ ભમીએ છીએ પણ તારા જીવતરમાં વેઠ ઉઠી કે તને બારે માસ કારતક સરખા એવી તે તુ કેવી રીતે થઇછું કે ન-જાણ્યો કારતક કે માગસર આવાં કુતરીનાં બાણુ રૂપી જે બોલ તે સાવળીંગાના કોમળ હૃદયની આરપાર નીસરી ગયા હવે સાવળીંગા દેવળ ભણી ચાલી અને દેવળ આગળ આવી તો દેવળના કમાડ બંધ દીઠાં ને રાત અંધારી તેથી બીક લાગવા માંડી ને કોઇ બો-લતું નથી વળતી બહાર રહી સદેવંતને કહે છે.

**દોહરો**—રેણ અંધારીને હું એકલીરે, મુને દીસે છે ડુંગર ને પહાડ; સુણ સુણ રાય સદેવંતારે એ કંથા ઉઘાડોને કમાડ ૪૪૫

સાવળિંગા દેવળેની ચારે તરફ ફરી વળી પણ રસ્તો સુજતો નથી તેથી પાછી બારણા આગળ આવી કહે છે.

**દોહરો**—દેવળ પુઠે હુએ ફરીરે, જેમ ફરીઅસ કળાયલ મોર કાંતો સદેવંત સુઈ ગયોને વળી કાંતો મારી ગયા ચોર ૪૫૬

આવી રીતે શાવળિંગા દેવળની બહાર વિલાપ કરે છે એટલામાં ઝાડનાં પાંદડાં ખરખડતા તેથી બીહીને કહેછે.

**દોહરો**—ઝીંબી રૂવે છે ઘુઘકેને, વળી ગરજાવે છેરે પહાડ સુણ રાય સદેવંતારે, મુને વેરી થયાં છેરે ઝાડ. ૪૫૭

એમ ઝાડ સામુ જોયુ તો પીપળાનુ ઝાડ દીઠુ તે જોઇ પીપળાને કહે છે.

દોહરો--પીપળા તને હું પુજતીને, વળી દેતીરે દુધાં કેરી ધાર; તારોરે પડછો જાણીએરે, મને આજુની રેણુરે ઉગાર. ૪૫૫

આવી રીતે પોતે સદેવંતને મહા વિલાપ કરતી બોલાવેછે તો પણ બોલતા નથી, ને આંખે ચોધારે આંસુતે જોણે શ્રાવણ ને ભાદરવો તેવી રીતે ચાલ્યાં જાયછે. ને ચીસ પાડી પોતે સદેવંતને બોલાવે છે.

ચોપાઈ—હાયરે વાલમ હાય, એવી નવ કીજીએ પરદેશણના શામ, હલાસા નવ દીજીએ ૪૫૫

હે મહારાજ તમે મારી મશકરી શું કરવા કરોછો. અને ઝટ કમાડ ઉઘાડો. તમેતે શુ પ્રાણ મુકયા, મને એકતો અંધારીરાત ખાવાધા યછે તે બીજુ તમે બોલતા નથી, તેથી મને જુદા વિચાર થાય છે એમ કહી પોતે માથુ પછાડેછે ને હાથવતી કમાડ ઠોકે છે, ને ઠોકતાં પોતાની સવાલાખ રૂપીઆની મુદ્રિકા (વીંટી) કે જેમાં હીરા, માણેક, ને પુખરાજ જડેલા તે ઉખડી ગયાં ને ભાગી ચુરેચુરા થઇ ગયા.

**દોહરો**–ધાંટોરે મારો ઘેરણ વજ્યોને, વળી ચડીઅલ સુનેરે તાડ; સવાલાખની મારી મુદ્રિકારે, તે મેં કુટી ભાગીરે કમાડ. ૪૬૦

આવી રીતે ઘણા વિલાપ કરયા પણ સદેવંત કુંવર બોલતા નથી પછી આખરે તે પોતાના ચીરને વર દેઇ દેવળ ઉપર નાંખી, તે ઝાલી ઉપર ચડી; અને ડેરાસરનુ શીખર ઉતારી અંદર ઉતરી પડી.

**દોહરો**—ઉભે દેવળ જોને ઉતરીને, વળી અનગળ કીધી એને અંગ; સાળુડે કીધો સિંચણોને વળી પદમણી ઘેકીરે ફલંગ.

**ચોપાઇ**—પદમણીએ ઘેકીરે ફલંગ, સાળુડો કીધો સંચરે; જેમ તેતર પર બાજ, અચાનક ઉતરે. ૪૬૩

હે મહારાજ હુ કુંવારી હતી તે દીવસથી હરરોજ દેવળ જતીને ત્યાં જઇ તમે મને મળો એવુ માગતી તે સાંભળી શેઠ કહે છે.

ચોપાઇ—સુણ સાવળીગા નાર.કહુ એક વાતડી; કહોતો નોત રીએ આપણ; મહાજન કેરી નાતડી. ૪૩૮ પ્રતી વરતાનાર; પ્રીતમા અમારી પાળીએ; મહાજન કેરી નાત; જુગતેથી જમાડીએ

શેઠ કહે તુ કહેતી હોય, તો બધી નાતને નોતરૂ ને જમાડુ;શા વળીગા કહે નાત જમાડીને સુ કરવુ છે હુ પુજા કરીને આવું ને કા લે ઘેર જઇએ એટલે નિરાંતે તે સાંભળી શેઠ કહે છે.

દોહરો—પગેરે પગે પાલખાને;વળી લુંટાવી દેવું ધનમાલ; પદ-મણીરે તમે પધારજોને, વળી ઉગનતેરે પ્રભાત. ૪૪૦

તુ વહાણામાં જજે; સાવળીગા કહે મારે રોજનો નિયમ છે,તે થી ગયા વગર ચાલે એમ નથી. કારણ કે આજ લગનની ગરબડમાં રહી એટલે જવાયુ નથી. તે સાંભળી શેઠ કહે છે.

ચોપાઇ—નથી પોતાનુ શહેર; મોકલુ નવ માળીએ;રેણ અંધા રી હોય; એકલાં કેમ ચાલીએ. ૪૪૧ આલુ પાલખીઓ ને સુખપા લ;આપુ રથને વેલડી;સિપાઇ સપરાનો સંગાથ;આલુ સોળસે સાહેલડી

હે સ્ત્રી તુ છે તે હાથી;રથ; પાલખીઓ;સિપાઇને સોળસે સા-હેલીઓ લેઇને જા; મારૂ શહેર હોત તો તને એકલી ન મોકલત; તારે સાવળીગા કહે મહારાજ મારે એકલા જવાનુ નેમ છે તેથી કોઇનો ખપ નથી; એમ કહી કહે છે.

**સોહલો**—નેમ લીધુ મેં એટલે એકાંત;ન જોઇએ મારે બી જાનો સંગાત, હમણાં મળશુ, મારા સ્વામ, ને પુરીશું હઇયાજ હામ.

સાવળીગાના મનમાં તો કે સદેવંતને હમણાં મળુ છુ ને સેઠના મનમાં કે હમણાં આવશે માટે જવા દેઊં એમ ધારી શેઠે કહ્યું કે જા વેહેલી આવજે.

દોહરો—શુણ સાળિંગા મારી સુંદરીને તારી રમકે ને ઝમકે જોને ચાલ દુરથી દુરીજન હાસુ હસેને તારાં ઝાંઝર ઉંચા જોને ઝાલ.

**ચોપાઈ**-ઝાંઝર ઉંચા ઝાલ નેપુર તારાં વાગશે સારા દુરીજન લોક જાનઈઆરે જાગશે ૪૪૫ આપણે ઉતમ જાત વેપારીરે વાણીયા; ચાલો ધીરી ધીરી ચાલ કોઈ જાણે કે ન જાણીયા

હે સ્ત્રિ તું ધીરેધીરે ચાલ કોઇ જાગશે તો મારી મશકરી કરશે પણ શાવળિંગા કંઈ ગણગારયા વિના દેવળ ચાલી જાય છે અને ઝાંઝરનો ડોર પડી રહ્યો છે.

**ચોપાઈ**—જાડા જાડા શણગાર ઘોણો તે ન લાગશે ભવોભવનું મોળું વાલમ હવે લાગશે ૪૪૭ કડકાં હીરાના ચીર ચાલી મત વાલીઆં સેથે ભર્યા સીંદુર કાજળ સારિંયાં ૪૪૮ શાવળિંગા રૂપ સ્વરૂપ ચાલી જાય શેરિએ જેમ અશાડી વીજ રમે છે નવ ડેરીએ ૪૪૯ અંગે કુમકુમની લોળ કેડ તો જેની કેશરી એવી બની અલબેલા દેવળ ભણી નીસરી ૪૪૦

શાવળિંગા પોતે રમઝમ કરતી દરવાજા બંધ હતા તે ગરનાળામાં થઇ શહેર બહાર ચાલી નીકળી તો ચીબડીએ માનશુકન કરયા એટલે તેને કહે છે.

**દોહરો**—ફટે નીબાગણી ચીબડીને વળીગન ભંગ કીધાં તે અંગ કાંતો સદેવંત સુઇ ગયો વળી મસેરે નહિરે મિલત ૪૫૧ અમે અમે કોડેથી આવીઆંને વળી લેવા ધણો એક લાવ આછા સાળુ ઓઢશેને ભુંડી વેરીપણું કયાં વાવ. ૪૫૨

એમ કહી જાયછેતે વખત બાર ઉપર એક વાગ્યો હતો તેથી પોતે વિચાર કરે છે મને ઘણીવાર થઈ માટે રાજા અકળાતા હશે વાસ્તે ચીલાનો રસ્તો મુકી નેળના પગરસ્તે જાઉં એમ ધારી ને ત્યાં એક કુતરી વીહાએલી હતી તે ઓચિંતી બસતી બહાર નીકળી તેથી શાવળિગા એકાએક બીની ને થાળ હાથમાંથી પડી ગયો પછી થાળ હાથમાં લેઇ કુતરીને છાની રાખવા ઘણુંએ બોલાવે તેમ તેમ કુતરી નાસે ને ભસ્યા કરે વળતી શાવળિંગા રીસ ચડાવી કુતરીને કહેછે.

દેવંત રાય, ગઝ નવ લુટીયાં. ૪૭૮ પ્રીતોનાં પરિયાણુ: તે તો અમે જાણીઆં, આલી છે રાણીજીની રીત, તે કેમ વેંઢાળે વાણીયાં ૪૭૫ સુણુ સદેવંતરાય અમલ કરવાં આકારા હુ છુ બાળકુંવાર, જાઉંછું સાસરે

હે મહારાજ તમે બોલતા નથી તો હવે હું કુંવારીને કુંવારી સાસરે જાઉંછું. આવી તરેહથી શાવળિગા બોલી એટલે મંડપની બત્રીસ પુતળિઓએ દાંત કહાડયા, તે જોઇ સાવળિગા પુતળીઓને કહેછે

**દોહરો**--શુણુ થંભા સુણુ થાંભલાને સુણ બત્રીશ પુતળીયાં; સદેવંત જાગે તો સાખ પુરજેર, મારી સગીરે બેનડીયાં ૪૮૧

પુતળિઓ કહે તારી બેહેન થઇ સદેવંતની સાળી થઇ શાખ કોણુ પુરે, ત્યારે શાવળીગા ગરજની મારી કહે છે,

**દોહરો**-શુણુ થંભાને સુણ થાંભલીને, સુણ બત્રીસ પુતળીયાં; સદેવંત જાગે તો મારી સાખ પુરજેરે, મારી સગી નણંદલીઆં. હવે શાવળિગા ધાવ લખી રહીને જતી વખત પોતાના મનને કહેછે,

**દોહરો**--ધાવ લખીને ઉઠીઆં ને વળી મનમાં કરેરે વિચાર; રેઢો મેલીને અમે ચાલીયાંરે, મુને ઘડીએ નલાગી વાર. ૪૮૩ પીયુ તમને સત્ય કહું તે વાત માનો નીરધાર; સારા શુકન જોઇ આવજોરે. નીકર પગ ન ધરજો બહાર ॥ ૪૮૪ ॥

આમ કરતાં કરતાં રાત બે ઘડી બાકી રહી. પણ મારે મનતો હમણાં આવીતી ને પાછી જાઉછું. એમ કહી દેવળની બહાર નિસરીને જતાં જતાં કહેછે.

**દોહરો**--દેવળ પુછુ દેવળને વળી તેમાં સુતા મારા સ્વામ, ઝાઝારે જતનને એને રાખજોરે, એની રક્ષા કરેરે મારા રામ ૪૮૫

આવી રીતે દેવને કહી નીરાશ થઇને ઘર ભણી ચાલી ઘર આગળ વહાણુ વાવા વખત થઇ એટલે તમામ જાતના લોક ઉઠયા ને વદાયગીરીની તઇઆરી કરવા માંડી અને કન્યાને ખોળેછે, કે કયાં ગઇ એની નણંદ. લીલાવતી કાકડો લેઇ બધા ઓરડામાં જુવે છેપણ દેખાતી નથી અને રૂપાશા શેઠ જાણેછે તોમે તેનાથી શરમને

મારે કહેવાતુ નથી પછી શાવળીંગા આવીને બધી ગડબડ જોઇ પોતે છાનીમાની જે ઓરડામાં સુતીહતી તેઓરડામા પાછળની બારીએ થઇને આવીને એની નણંદ કાકડો લેઈ બારણા આગળ ઉભી હતી ત્યા આંખ્યો ચોળતી ચોળતી ગઇ લીલાવતી શાવળીંગાને જોઇ કહેછે કેતુ કયાં ગઇહતી શાવળીંગા કહે ઓરડામાંતો હતી. લીલાવતી કહે હું ઓરડામાં બેત્રણ વખત જોઇગઇ. શાવળીગા કહે આંખ્યો ફુટી હશે એટલેશેનુ દેખાય લીલાવતીને બીજી બે સ્ત્રીયો કહે તમારૂ જોયાનુ ઠેકાણુ તોછે નહિ, પછી લીલાવતી શાવળીંગાનો ચહેરો ફરી ગયેલો જોઇ રીસ કરી કહે છે.

**દોહરો**–સાળુડે સલવટ ચીર કયાં તેમે વધોડીયાં મોતીરેહતાં જેતડજોડ, વધોવધ મોડીયાં ૪૮૬ કોઇ અલબેલાની સંગાત. કયાં ર મી તમે આવીઆં વહુજી સાચુ માન કાજળ કેમ ટાળીયા ૪૪૭ તારા નથીરે ઠેકાણે શણગાર, હબોડલ ટુટી દામણી; સાચેરે સાચુ માન ઓ ફૂબવંતી કામની, ૪૮૮ કંચલે તુટી જોને કસ, જાણે વનવચે લુટીઆં વહુજી સાચુ માન કેસ કેમ છુટીઆ ૪૮૯

હે વહુ તારી દામણી ઠેરે ઠેર તુટીછે ને તારા માથાની લટો કેમ છુટીછે તેકહે તે સાંભળી શાવળીગા કહેહવે એને વણી વણીને આપ્યા વગર છુટકો નથી એમ ધારી કરોધ કરી લીલાવતીને કહેછે

**દોહરો**–કેઉચારે મહેલ ઉદાશ, ઉતારાતે કવા કિયા; ઉંચાનીચા હતી ખાટ ચીર મેં તાણી બાંધીયાં ૪૯૦નોહોતાં પાથરવાને પાથરેણ પાસા મે ઢાળીયા નાણુદલ સાચુ માન કાજળ એમ ઢાળીયાં. ૧૯૧ સજયા શોળ શણગાર, પિયા કેમ કારણે; સાંધ્યાં નેણ કેરાં બાણ ગરીબલે મારણે ૪૯૨ ધરગ સિહન કેરાં રૂપ કાયર નર કંપીઆ; આવી બંનેને ટકઝક જોઈ જાનના લોક કહે છે.

**દોહરો**—માંડવ વધાવે રૂડે મોતીએ ને તમે વાંચો સાહોયાં ની વાત; સાબદા થાઓ સલક્ષણીને આ ખોટી થાય છે સંગાત

તમે માંડવ વધાવી લ્યો પછી રસ્તે જહાં તાપ ચઢશે શાવલીંગા

માંહી જઇ જુવેછે તો દીવો બળેછે નેસદેવત ઊંઘી ગયો છે. પછી તેને જગાડવા સારૂ પોતે પાન ચાવ્યું હતું તેને પીચકારીઓ આંખમાં મારી પણ બોલતો નથી પછી તેનુ માંથુ ખોળામાં લેઇ હઇયા સરસો ચાંપે છે ને તેને ઘણું ઘણું કરે છે.

**દોહરો**--ઉપાડી હઇએ લેઇ ચાંપીઓને, જેમ પથરારે ભારે શલ; સુતો સદેવંત નવ જાગીઓરે, તને વેરી થયો અમલ.

હે રાજા તને ઉપાડુછુ તો ભારે પથરની માફક પડેછે તેં આવા આકરા અમલ કયાંથી કરયા એમ કરી રોતીજાયછે, ને વિલાપ કરતી જાયછે. એવામાં તેના મનમાં વિચાર આવ્યા કેહુ અંબાજીના ઉપરથી ઘેકીરે આવી તેથી અંબાજીએતો ઊંઘ નહિ મુકી હોય, એવો વિચાર કરેછે ને જે દીવો બળે છે તેને કહે છે.

**ચોપાઇ**--કીધો અંબાજીએ કોપ, સુઇ ગયોરે શેલડો, બવોભવનો ભરથાર, માથે રહયો મેણુલો. ૪૬૫

**દોહરો**--દીવડીઓરે સંગરે બળેને, વળી બળેરે ચંદનરે વાટ; સુતો સદેવંત નવ જાગીઓરે. મારા હઇયામાં રહી ગઈ ફાટ, ૪૬૬

પોતાના મનમાં નથી બોલતો એટલે એમ આવ્યુ કે, એતો મરી ગયોછે હવે મારે જીવીને શુ કરવુછે એમ ધારી સદેવતની કેડમાં કટાર હતો તે લેઇ પોતાના પેટમાં મારવા માંડયો એટલે પાંજરામાં જે હિરામણ પોપટ કયારનો સુનમુન થઇ જોતો હતો તે બોલ્યો.

**દોહરો**--કામણ કટારા કાંહાં મારોરે, ભુંડં મુવે મેળો નહિથાય જો પ્રીત સાચી હશેતો રાજા તને જતાં જતાં રોકશે. તે સાભળતાંજ સાવળીગા રાતી થઈ ગઇને ઉંચુ જોયુંતો પોપટ દીઠો. એટલે ખુશી થઇ પોપટને કહેછે, કેજોરે એતો બોલતા નથી, ને મારે હવે ઘેર જવાની વેળા થઇ, હું કેવી અભાગણી કે મારો એકે લાગ ન બન્યો તે સાંભળી પોપટ બોલ્યો કે એતો ઘારણ પડયો છે. શાવળિગા કહે કે હું જાઉંછું ને એ જાગે ત્યારે તું કહેજે.

દોહરો—સુણરે સભાગી સુ ત્રારે, તારે કંઠે ગળીઆલ હીર; સુતા સદેવંત જાગસેરે, મારી આશાઓ પુરજે વીર.૪૧૮

હે ભાઇ જો જાગે તો કહ જે કે એતો આવીને ગઇ, પોપટ કહે કે હું શું સદેવંતનો સાળો છુ તે સાખ પુરૂં, ત્યારે શાવળિગા એ ફરી પોપટને કહ્યું.

દોહરો—લીલીરે પાંખના પોપટારે, તારે કંઠે કંચનની શેર, સુતા સદેવંત જાગશેરે. સાખ્યું પુરજે વીરારે. ૪૬૯

પોપટ કહે તે તો ખરૂં પણ તું ચતુર થઇ કેમ ભુલે છે એને હાથે ઘાવ લખ. કે હવે સારા સુકન જોઇ આવે.

દોહરો—ડારે કાપડે કુંવારકારે. જેને ખોળે અખેણું જવજાર; એવા શુકને તમે આવશોરે,તમને મળશે શાવળિગા નાર. ૪૭૦ કુંભ કરેવા ચાંખડીને, વળિ હનુમાંતને હરણાં, જાતાં તો જમણા ભલાંને વળી વળતાં ડાબીમણાં ૪૭૧ ક્ષિક ડાબી ધા જમણીને. વળી મડુ ફિફરાડુરે જાય; એવ શુકને ચાલીએતો નીરગે મેળાવો જોને થાય. ૪૭૨ તરવર ઉપર તેતર લવેને, વળી ત્રણ ત્રણ શબ્દ કરે સદેવંત ૧ હાંફહાંકજે, તો સમુદ્ર પાર તરે. ૪૭૩ ઓખરેણુ જમણી ધાને, વલી મધની કાવડ મળે; શાવળીંગા સદેવંતને કહેરે, અપ્સરા રૂપજ ફળે. ૪૭૪ રાણી રૂપ રેલડીને, તે તો ઉડી ઉડી આગળ થાય;એની સમજણ લેજો સદેવંતારે; તો દ્રવ્ય વધારે જોને થાય. ૪૭૬

ચોપાઇ—સારા સારારે શુકન જોઈ; વાલમ વેહેલા આવજો; નાના મોટા સંગાત: ભેળા ન લાવજો. ૪૭૬

મહારાજ આવો તો એકલા આવજો. પોપટ કહે લખી રહી. શાવળિગા કહે હજી લખવું છે. ને હાથેલીઓ તો ભરાઈ ગઇ હવે કમાં લખુ પોપટ કહે આ કમાડે લખ, પછી કમાડે લખે છે;

સોહલો—આંખે આંસુડાની ધાર, કાનની વાવ લખેછે કમાડ-જોબન મારૂં બાળેવેશ. કાં મેલી જાઓ પીયુ પરદેશ. ૪૪૬

ચોપાઈ—આંખે આંસુડાની ધાર, અલબેલી ઉડીયાં;સુતો સ-





પોપટનું પાંજરૂં.



હનુમાન.



સદેવંતનું સુતો છે.



શાવળીંગા સદેવંતને જગાડે

મનમાં વીચાર કરેછે કે કાંઈ કરતાં વાર લગાડુ અને રાજા આવેતો મલીનેજાઉ એમ ધારી જાન વાળાને કહેછે

**સોહલો**–હજુ મળવા મારે સગાંને સોઇ ભાઇ ભત્રિજાને વડી છે ભોજાઈ રૂડો સાથ મારે સાહેલીનોછે અડધી રાતની મને શુ કહે

મારે હજી મારી સાહેલીઓને મલવું છે ને મને અડધી રાતની શુ કહ્યાં કરેછે તેમને મલીશ પછી આવીશ તે સાંભલી લીલાવતી કહે.

**દોહરો**–સઇરિની માયા તમે છોડી દીઓને વહુ અમશુ રાખો તને કામ આવી ગાળો મારો વીર છેતે તારા હઇયાની પુરસે હામ.

હે વહુ તમે સાહેલીઓની માયા મુકો મારા ભાઇ ઘેર જઈ તમારી બધી હાંમ પુરશે તે સાંભલી શાવલીંગા રીસ કરી કહે છે.

**દોહરો**–તુએ વેવલીને તારો, ભાઇ વેવલોને વલી તારી જોને નાત પીયરવતીને કેમ વલાવશેરે વલી ગલતી માઝમ રાત

આવુ સાંભલી લીલાવતી ક્રોધ કરી જાનવાલાને કહેછે

**સોહલો**–કહે શેહેરમાં તેને કામ દવાઇ શબદા થાઓ તમે લોક ગુલાઇ કહ્યાં ન માન્યાં વહુએ મારાં કેણ વાંકા વાંકા બોલે છે વેણુ

એમ કહી તઇયાર થવા માંડયું એટલે શાવલીંગા ઉદાશ થઈ શોચના કરેછે ને કહેછે કે હજી રાજા તો દેવલમાં પડી રહ્યા છેને હવેતો મારે જવું પડશે એમ ધારી પોતે બારણા આગલ આવી ધુસકે રૂવેછે

**ચોપાઈ**–ઉભી ખડીરે ઉદાશ મંદીર કરે બારણે લોક જાણે મન રોત પીયર કરે કારણે ૪૯૯ મનમાં ધોકાર કહુઆર નવ માણીઆ; લખ્યા છઠીના લેખ લેઇ ચાલે વાણીઆ ૫૦૦

એવી રીતે પોતે ઘણી ધ્રુસી રૂવે છે એટલે તો દહાડો ચડયો ને જાનમાં ઢોલને વાજીંત્ર વાગવા માંડયાં

**ચોપાઇ**—ઢીલા ઢીલા ઢોલ જાનુમે જોને વાગીયયાં મુજ સો હામણુના શ્યામ હજીરે નથી જાગીયાં ૫૧૧ કયારની જોઉછું વાટ હજુ નથી આવતા, બેસતાં સામે સામે ગોખ સાનુમે સમજાવતા ૫૧૨

શાવલીંગા મનમાં કહે છે કે આ જાનમાં ઢોલ વાગે છે તે મારે

મન સદેવંત આવ્યા વિના હાંલાં ખટપટેક એવાં લાગે છે હવે શાવલીંગાનો બધો પરિવાર એકઠો થયો તે પોતાની સાહેલીઓને જોઈ રૂદન કરેછે.

ચોપાઈ—આંખે આંસુડાંની ધાર મંડાણી છે હેલીયાં આવ્યો સાહેલીનો સાથ રૂવે છે લાડ ઘેલીમાં ૫૧૩ દિલમાં ઘણી ઉદાશ જાયછે રોતીયાં; મળ્યો સહિયરનો સાથ વધાવો રૂડો મોતીયાં ૫૧૪

સાહેલીયો રોતી જોઈ કહેછે.

દોહરો—ઉભીરૂવે ધ્રુશકેને તારા નેણુંમાં નીર ન માય લાડ ઘેલી રૂદન કરેને તુતો દુખે દોહલી થાય ૫૧૫

ચોપાઈ—દુખે દોહલી થાય ઉભી રૂવે ધ્રુશકે ખમા ખમા સઇ મર નેણાં તારાં દુખાશે ૫૧૬ કોયલ સરખો કંઠ વાલમ નહીં પાસરે પદમશા શેઠની કુંવરી સાવલીંગા ચાલી સાસરે ૫૧૭

શાવલીંગા સાહેલીઓને મળે છે ને ઘણી ઘણી વાર સુધી તેને વળગી કહેછે પછી જાનવાળાએ કર્યું કેમ એને ઉગાકીને રથમાં બેસાડે તે વિના નહી ખસે પછી એક જણે ઉચકવા માંડી એટલે પોતાનો હાર તોડી નાંખ્યો અને કહ્યું કે મારાં મોતી વેણી આપો

દોહરો—હેતે તાડ્યો મેં હારલોને વલીતોડેલ નવસર હાર વાલમ મારા હમણાં આવશેને મુને ઘડી એક લાગશેરે વાર ૫૧૮

શાવલીંગા મનમાં કહે મને મોતી વેણતાં ગડીબાર થશે એટલે સદેવંત રાજા આવશે પછી શાવળીંગા મોતી વેણે છે ખોટી કરે છે, તે જોઇ તેની નણંદ લીલાવતી બોલી.

દોહરો—આ લે પેહેર મારા હારલાને તારા મોતીની માયા તૂતો મેહેલ શાબાશ થાઓ સલક્ષણીને, આ ખોટી થાય છેરે વેહેલ.

હે શાવલીંગા તારો હાર તુટ્યો તો લે આ મારો હાર પેહેરને આંભળી શાવલીંગા લીલાવતીને કહે છે.

દોહરો—નહીં પહેરૂં નાગ હારલાને એતો સ્યામ પ્રિયારો શણગાર હું સતવતી સુંદરીરે મારો રાખ્યો જોઇએ વેહેવાર. ૫૨૦

કે નણંદ એતો તમારા ધણીના કરાવેલા તે મારાથી કેમ પેહેરાય માટે હું તો નહી પેહેરૂં પછી ધણીવાર થઇ ને જ્યારે સદેવંતન આવ્યો એટલે જાણ્યું કે હવે ગયા વગર છુટકો નથી પછી ઉદાશ થઇ રોતી જાયછે ને મનમાં કહેતી જાય છે.

દોહરો—કહી કહીને થાકી સાહેલડીને એનો કંઠ કોયલનો સોર; ઘેરણ આવી નવ જાગીઓરે એને નિંદ્રા આવીરે અઘોર. ૫૨૧

ચોપાઈ—નિંદ્રા આવી અઘોર તેતો અમે જાણીયાં વેરી થાશો છે કોન મારે વેપારી વાણીયા ૫૨૨ આ ગુણ તણા એવાંન રૂદેમાં આણીઆં હાંરે વાલમ હોય માયા કેમ ઉતારીયાં ૫૨૩

છેવટે પોતે રથમાં બેસવા જાયછે ને કહે છે.

દોહરો—સુદર ચાલી સાસરીએને, વળી ઘેલુ રે કીધું ગામ જી વતાં રહીશના આવી મળશું નહિતો છેલી બાડાના રામ રામ.

ચોપાઈ—છેલી બાકીમા રામ રામ રૂદેમાં ધારજો સારા શુકન જોઇ વાલમ વેલા પધારજો મારા અલબેલા સ્યામ ઝાઝ નથી મેં ભારીયા લખ્યા કરમના સંજોગ હેઇ ચાલ્યા વાણીયા

છેવટ પોતે રથમાં બેઠી એટલે તમામ જાનવાળા તઇયાર થયા

ચોપાઇ—સજ્યા સોળ શણગાર પાલવ રૂડાં પેહેરીયા; ઘમકે ઘુઘર માળ, શેહેરમાં નિસર્યા. ૫૨૭ કનક ગળા ગળ હાર, જગમગે મોતીયાં હાથડે ડોરી લાળ ખળકેરે ચુડીયાં ૫૨૮ કોકીલે જડયો કંઠ વાલમ બહુ સાંભરે સુદર શિરોમણ ચાલી જાય સાસરે.

પછી જાનવાળા ઉતાવળા થયા ને ગાડીયો જોડવા માંડી

ચોપાઈ—તુટયા હોય તોખાર બેસન પલાણીઆ રૂઠયા હોય ભુપાલ, એવા તુઠયા વાણીયા ૫૩૦

જેમ કોઇ રાજા રીસમાં ભરાયો હોય તેવી રીતે વાણીયા રીસ કરી કારસમાં રથને ઘોડા હાંકતા ચાલ્યા, અને જ્યાં પાંચ ગાઉ ગયા એટલે વગડામાં ગોવાળીઓ ગાય ચારતો હતો ને જોઇ જોઇ સાવળીંગાએ રથનો પડદો ઊંચો કરીબહાર જોયું એટલે ગોવાળીયા

ની નજર શાવળીંગા ઉપર ગઇ તેથી પોતાની વટલોઇને બદલે દુધની શેરો બહાર પડવા માંડી તે જોઇ શાવળીંગા ધાન ન ખાય

દોહરો—ગાય દુહંતા વીરા ગોવળીયાને, તારાં દુધડાં ઓળેછોળે જાય; સંદેશો કહેજે મારા સ્યામનેરે તારી શાવળીંગા ધાન ન ખાય

હે ભાઇ ગોવાળીયા મારા સદેવંત રાજા આવે ત્યારે કહેજે કે સાવલીંગા રોતી રોતી જાયછે ને અન્નપાણી તજીને બેઠીછે તે સાંભળી ગોવાળીઓ બોલ્યો.

દોહરો—દુધ જાયતો જાવાદેને વળી તારૂંતે એમાં શુ જાય; વીર કહેતો હુ નહી કહુંતો તારૂં એકે કામ ન થાય ૫૩૦

તે સાંભળી શાવલીંગા ફરી કહે છે.

દોહરો—અખંડ રહેજે ગોવાળીઆને વળી અખંડ તારો અવતાર, સંદેશો કહેજે મારા સ્યામનેરે તને આપુ એકાવળ હાર.

શાવલીંગાએ ગોવાળીઆને રૂપીઆ પાંચસેંનો હાર ડોકમાંથી કાઢીને આપ્યો તે લેઇ ગોવાળીઓ કહેછે

દોહરો–ચિંતારે નયરે કામનીને વલી મનમાંતે રાખજે ધીર કારજ કામ સરવે સુધારશેરે મારો કૃપાસિંધુ રઘુવીર. ૫૩૬

હે શાવલીંગા હવે તુ ચિંતા ન કરીશ નેતારૂં કામ મારો ભગવાન સરળ કરશે માટે હવે તારો સંદેસો કહ્યાં પછી અહીયાં હુંછું દીશ તે સાંભળી શાવળીંગા ખુશી થઇ પોતે ચાલી જાય છે જતાં જતાં બે રસ્તા આવ્યા ત્યાં શાવળીંગા ઉતરી પડી કે કેમ જો બીજે રસ્તે ચઢી જશે તો મેળાપ નહિં થાય માટે અહીંઆં ધાવલખુ કે તે વાંચીને સીધે રસ્તે આવે એમ ધારી એક પાલીઓ હતો ને ત્યાં પારસ પીપળો હતો તે ઠેકાણે જઇ પાલીયો ઉપરથી સિદુર લેઇ પીંપલાના થડે ધાવ લખેછે

દોહરો–ડાબો મારગ દુર કરીને વળી જમણો મારગ જોગ પ્રભુ રૂપ પ્રમાણે પાલીગોને ત્યાં પારસ પીપળા હોય ૫૩૭ ભગવાં કર જો ધોતીઆંને વળી લેજો અતીતનો વેશ સારા સુકન જોઇ આવજો

તમે રાણી ઉદયાને દેશ ૫૩૮ ૫ગ પ્રમાણે પેહેરજો ચાખ ડીને વલી છુટારે મેલજો કેશ જે નગર વચે નદી વેહેને, વલી તેરે અ મારો દેશ ૫૩૯ ચાર સોનેરીના ચોકમાંરે વલી નાલીએરીનાં ઝાડ સામા ગાંધીડાનાં હાટડાંરે મારો ઉગમણેરે દરબાર ૫૪૦

**ચોપાઇ**—ઉગમણેરે દરબાર;વાલમ વહેલા આવજો લેઇ અતીત નોરે વેશ ભલો તમે ભજાવજો ૫૪૧ પારાસુરના લોક ચાકરે ચડાવજો માણેક ચોકના માંહી આવી ધોકારે લગાવજો ૫૪૨ સોદાં સાત હજાર વાંસે તારે જો ચઢે; સાથે હોય સુવાણ દમગલ ઉલટે ૫૪૪ ઓડે સોડનો સગો રાજાજી આપણો જાણીયે આવીયે પર દેશ માંય, વીચારીને ચાલીયે ૫૪૪ વાંકી શેહેરની બજાર વાંકી તે હની ગલીયાં જુઠા ચોરલબાડ ઠગારા મહી મળીયાં ૫૪૫ શેહેરના લોક ચતુર તેતો તમને ટોકશે આવશો દરવાજા માંય રાજાજી તમને રોકશે ૫૪૬ કાળ કરોધને ક્રોય અળવીતરાં અહી મેલીયો; પીયા પીયારો દેશ મોકળે નબ માલીયે શેહેરના લોક ચતુર તે તો તમને પારખે; ડાહયાં ડહાપણ આગેરાં કેમ ચાલશે. ૫૪૭

હે મહારાજ તમે આવી રીતે સંભાળી સેહેરમાં આવજો આ તમારો દેશ નથી માટે ઘણીક ચતુરાઇ ચલાવજો નહિ તો પછી મનખો જશે એમ કહી શાવલીંગા રથમાં બેહી અને ચાલતા થઇ ને જયાં પછલો બે ઘડી દહાડો રહયો એટલે જાન પારાનગર પહોંચી અને વાજતે ગાજતે વર કન્યા મેહેલમાં આવ્યાં ત્યાં વધાવી લીધાં શેઠ પોમેહેલ નિચે ચોકમાં પાટ ઉપર બેઠાછે ને શાવળીંગા પોતે મહેલમાં જઇ બેઠી છે. એટલામાં શેઠની માલણ છાબમાં હાર, તોરા, ને ગજરા લેઇ આવીને શેઠને આપ્યા પછી મહેલમાં શાવળીગાને આપવા ગઇ ત્યાં શાવળીગાને ફુલના ગજરા આપીને તેની સાથે વાતો કરવા બેઠી એટલામાં રૂપાશા શેઠના મોટા ભાઇ પરદેશ ગયા હતા ને આવ્યા ને તમને ખબર થઈ કે નાનાભાઇ આજ પરણીને ત્યાં આવે છે શાવળીંગા કહે આ પાલખીમાં બેશી ધામધુમથી કોણ

આવે છે એમ કહી બારીએ જોવા ગઇ તો શેઠની ને શાવળીંગાની નજર થતાંજ શેઠ મુરછાખાઈ પાલખીમાંથી ઉછળી હેઠે પડ્યા, એટલામાં તો લોકોએ આવીને આંખો દાબવા માંડી કે શેઠને વાઇ આવી હશે શાવળીંગા માલણને પુછેછે કે આ કોણ આવ્યું ત્યારે માલણ કહે કે તમારા જેઠ.

**દોહરો**–પાલખીયેથી પાડીયોને, વળી જાણ્યો નહોતો જેઠ; સોનેરીના ચોકમાંરે, વળી સારો તરફડે શેઠ. ૫૪૯

**ચોપાઈ**–સારો તરફડે શેઠ. સોનેરીયાના ચોકમાં; રમતાંતાં રંગ મહોલ, ડોકાણા તમે ગોખમાં. ૫૫૦ સાંખ્યા નેણું કેરાં બાણ. શેઠને તો પાડીયાં; જેમ ઉઘાડી તલવાર, ઘાવ એમ લગાડીયાં.

માલણ કહે બાઇ તમોતો મહા જુલમ કરતાં દેખાઓ છો, પણ તમે ઉદાશમાં કેમ છો તે મને કહો.

**દોહરો**–મનમાં ઉદાશી નવ કીજીયેને, વળી નેણાં જુલમી બાણ; મનની વાતો કરીએરે બાઈ એમેરે તારાં વેચાણ.

હે બાઈ તુ મને તારા મનની વાત કહે હું તારી વેચાણ છું તારે મારામાં આંતરો ન ગણવો. શાવળીંગા કહે તુ મને વચન આપે તો હુ તને મારા મનની વાત કહુ. પછી માલણે વચન આપ્યું એટલે સાવળીંગા કહે છે.

**દોહરો**–નગરમાંથી અમે નિસરયાંને. વળી ધેલુરે કીધુરે બહુ ગામ પ્રાણના પ્રિતાળુ રહી ગયાને મારા છેલછબીલ સ્યામ.

માલણ કહે હે બાઈ તમે એ વાતની કાંઇ ચિંતા કરશોનહિને એ આવશે તો હુ તમને ને તેમને મેળવીશ આજથી એની ખોળમાં રહીશ એમ કહી ઘેર ગઈ હવે સદેવંત રાજાને દેવળમાં ઘેરાણ ઉતર્યું એટલે આળસ મરડીને બેઠા થયા, ને જુવે છે તો કાઇ દીઠુ નહિં તેથી પોતે કહે છે.

**દોહરો**—કાંતો માઝનીએ ઓળવીને, વળી કાંતો સુંદર ગઇ સોય પરનારી શુ પ્રિતડીરે, ભુંડો ભુલે ન કરીયે કોય.

**ચોપાઇ**–ભુલે ન કરીએ કોય, પરનારી શુ પ્રિતડી; લેઈ ગઇ જો

ને હોય રાણીજની રીતડી પપપ પિતુના પરિયાણ, તેતો તમે જાણી આં; કડવાં કીધાં રાજન. વાહાલા કીધાં વાંણીયાં.૫૫૬

એવી રીતે પોતે પસ્તાવો કરી, ક્રોધમાં શાવળીંગાને ગાળો ભાંડે છે. જોઇ ફિરામણ પોપટ રાજાને કહે છે.

**દોહરો**—બોલે વનનો સુડલોને, વળી સાંભળો હાયેર એક વાત; ઘેરણુ આવી નવ જાગીઆરે. એતો ધાયુ લખી ગઈ છે હાથ,

હે મહારાજ તમે મુરખ જેવા છો. એતો બાપડી આવીતી પણ તમે ના જાગ્યા તે સાંભળી રાજા કોપાયમાન થઇ પોપટને કહે છે.

**દોહરો**—લુણ હરામી પોપટાને, વળી તુ થયો લુણ હરામ;ગેરણુ આવી નવ જગાડીઓરે, મારૂ એકે ન સરીયુ કામ,

**સોહલો**—એકે ન સરીયુ મારૂ કામ. હઇયામા રહી ગઇ આઝી હામ, પંખી સાથે ન કરવી પ્રીત;લેઈ મારી રાજવળાની રીત. હે પોપટ એ આવી ત્યારે તે કેમ ન જગાડયો તુ લુણ હરામ થયો માટે તને મારી નાંખીશ એમ કહી પોપટને પાંજરામાંથી બહાર કહાડયો. પોપટ કહેછે હે રાજા તમે મારો છો શુ કરવા મને ઉરાડી મુકો કે હુ ગમે ત્યાં ભમતો ફરીશ, પછી રાજાને દયા આવી તેથી ઉરાડી મુકયો. પોપટ ઉડતાં ઉડતાં રાજાને કહેતો જાય છે.

**દોહરો**—અમે વનના સુડલાને, વળી વનમાં અમારો વાસ;અખંડ રહેજો તમે રાજવીરે, અમે ન કરીયે તમારીરે આશ,

**સોહલો**—અમે ન કરીએ તમારી આશ, અને પંખી ન આવે તારી પાસ; ગુણવંતો ઉડી ચાલ્યો ગંગારામ, સમરયા સમજ્યાના એ છે કામ. ૫૬૧

હે રાજા હવે અમે તમારી પાસે નહિ આવીયે ને તમારી આશ નહિ કરીયે. તમે અખંડ રહો. એતો ચતુર ને ધીરાનાં કામ છે.તમારા જેવા સહસા કરનારનાં કામ નથી એમ કહી પોપટ ચાલતો થયો. હવે રાજા પોપટને ગયો જાણીને ઉદાશ થઈ બેઠા.

**દોહરો**—રાજા બેઠા ઉદાશમાંને, વળી નીચાં ઢાળીને નેણ;ગયો

સભાગી મારો સુડલોને, વળી ગઇરે વિજોગણી સેણ. ૫૬૩

સદેવંત કહે હવે હુ એના પછાડી જોગી થઇશ. એમ ધારી પોતે લુગડાં લથડ પથડ પહેરી ચાલ્યા.

દોહરો—પાટ પિતાંબર લડથડેને, વળી શેલ તે આટાં ઘુંટ- સભાગી મારો સુડલોને, વળી ગઇરે વિજોગણી સેણ. ૫૬૩

ચોપાઈ—સદેવંત જોગી થાય, ઘરદીશા ચાલીયા; આવ્યા મોહોલા માંહે, રાણી પાટમદેએ ભાળીયા. ૫૬૪

જ્યાં સદેવંત પોતે એવો વિચાર કરી ઘોડાની ગોડાળમાં ઘોડો લેવા જાયછે ને રાણીએ દીઠા એટલે પોતે પાછા વળી મહેલમાં આવ્યા ને સુનમુન થઇ ઉભા છે. પછી પાટમદે કહેછે.

ચોપાઈ—વિણાગાગા કેરો હા કંથ કયાંથી લાવીઆ; સુખ ભરયા તંબોળ, તે નેણને ચખાવીયાં ૫૬૫ ગાલે કાજળની રેખ, આંખુ બહુરાતીઆં; ખજ કરી ખાય, ગળે તમે બાંધીઆં; ૫૬૬

જે શાવળીંગાએ દેવળમાં સદેવંતને પોતાના હૈયા સરસો ચાંપ્યો હતો તેથી તેને મોતીના હાર પરેરેલા તેના ગોબા સદેવંતની છાતી એ પડેલ ને પોતે જાગવા સારૂ આંખનાં પાંનની પીચકારીઓ મારેલી ને પોતે રૂદન કરેલું તેથી પોતાની આંખનું કાજળ ધોવાઇને તેનાં ટપકાં સદેવંતના ગાલે પડેલાં તે જોઈ પાટમદે કહેછે કે મહારાજ આ વગર પરોવેલો હાર કયાંથી લાવ્યા. ને ગાલે મેશ કયાંથી ને સો. તો પાન મોઢેથી ખાય, પણ તમેતો આંખેથી ખાતા દેખાઓ છો, લોક તેને રીતસર ખાય છે. પણ તમેતો ગળે બાંધ્યું દેખાય છે. આવાં પાટમદેનાં બાણુ જેવાં વચન સાંભળી સદેવંત કહે છે.

ચોપાઈ—ઓરે નારી અજાણ, આવી વાતો શુ કરો; ઝાંખ પોતાની ઊઘાડ, લાજે કાંઇ તમે મરો. ૫૬૭ વેઠયાં હોયે દુધ, ચોખા કેમ છાંડીએ ગાયે ગળ્યાં રતન તેનો ઓધર કેમ ફાડીયે. ૫૬૮

હે સ્ત્રી ગાયે રતન ગળ્યાં હોય રતન, તેનો ઓધર કેમ ફાડિએ. હે સ્ત્રી ગાયે રતન ગળ્યાં હોયતો હો શુ થયુ કાંઈ તેનું ઓધર (પેટ)

ચીરાય માટે તુ તારી ઝાંઘ ઉઘાડી કરેછે શરમ નથી આવતી ને મને મેણું તુજ મારેછે તો પછી બીજાનો શો વાંક તે સાંભળી પાટમદે કહે છે.

**ચોપાઈ**—જા ઝાઝી પિત. ના જઇએ તાંસ ઘર; જુઠા બોલે લોક માનેએ સાચકર. ૫૬૯ જાવું હોય જરૂર, નેણે નિંદ્રા નવ કીજીએ પરસ્ત્રીના સ્નેહ, શરીર સાટે લીજીએ. ૫૬૦

હે મહારાજ જો ના હોયતો પણ રોજ પિત હોય ત્યાં જઇએ તો લોક સાચુ માને માટે થવાની હતી તે થઇને તમે નિરાંત વાળી બેસો કેમ કે હવેતો જવું નથી તે સાંભળી રાજા કહે છે.

**ચોપાઇ**—જાવુ છે તો જરૂર, બાળપણાની પ્રીતડી; લેઇ ગઇ જેને કોય, રાજવગાની રીતડી. ૫૬૧

હે રાણી મારી આટલી વાત જાહેર થઇછે તોહવે જવાગે તો ખરો તે સાંભળી રાણી કહેછે,

**ચોપાઈ**—હવારે વાલમ વાહ, એરી નવકીજીયે; રાજવાળાની રીત, અવરોને કેમ દીજીએ ૫૭૩ પ્રિતુના પરિયાણુ. એતો અમે જાણીઆં; કડવાં કીધાં કુટુંબ વહારાં કીધાં વાણીઆં.

હે મહારાજ તમે અમને કડવાં ગણાં તે વાણીયાં. વહાલા કરયાં એવું તે તમે શુ વધારે દીઠુ ત્યારે રાજા કહે છે

**ચોપાઈ**—વાહ નારી કેરાં નેણ ભમર કેરી પાંખડી; સુદર ચોળ મજીઠ, આજી જેની આંખડી બોલે ચંગાચંગ વેણ લાગે બહુ સારીયાં શાવળીગા સમતો, ના આવે દુજી નારીયાં,

હે સ્ત્રી શાવળીંગાના બરોબર કોઈ દુનિયાંમાં પેદા થઇ નથી તુ તો એક તેની પાંસી ભરનારી બરોબર નથી એવુ તો જેનુ બદન છે તે સાંભળી રાણી પાટમદે ઘણા કરોધથી રાજાને કહે છે.

**દોહરો**—કાંતો કટારા રાજા હણમનોને વળી કાંતો મરોને વખ ખાય પોતાના પ્રિતાળુ માનવીએ, કોઈ એવર પુરૂષ લેઇ જાય.

**ચોપાઇ**—અવર પુરૂષ લેઇ જાય જતાંરે તેને વાળીયે શુ મોહુ

**ચોપાઇ**–સોનેરીયા ચોક માંહે જ્યારે સાવંતી આવીયાં તમે નોહોતા જાગ । રાજ બહુવાર લગાવીયાં હેતે તોડ્યો હાર વિખેરયાં સરવ મોતીયાં શાવળીંગા છે રથ માંય જાયછે રોતીઆં

એણે તો ઘણીએ વાર કરી પણ તમે જાગ્યા નહિ એટલે છેવટે ગઇ તે સાંભળી સદેવંત ખુશી થઇ પોતે રાજપાટ કુટુંબ કબિલો સરવ મુકીને ચાલી નિકલ્યા રાણી પાટમદે અગાશી ઉપર ચડી જુવેછે કે મારા રાજા જાયછે રસ્તે ઘણા લોક સમજાવેછે પણ રેહતા નથી ને ચાલ્યા જાયછે અંતે પોતે ગયાને રાણીની નજરે પડતાં બંધ થયા એટલે રાણી નીચે મેહેલમાં આવી મહા રૂદન કરીને કહે છે ને સરવે નોકર ચાકર પણ રૂવે છે.

**દોહરે**–કટ વેરણ થઈ ઊબકીને વળી ઊભે કીધેલ નીરાશ; પાટોધર પધારીઆને મારી એક નપોહોતી આશ; પાટોધર પધારીઆને વળી ઘડીએ નલાગી વાર; માથાના મોડ ઉતરયાને મારા ઉતરયા શણગાર રાખ્યા કોયના નવ રહેને મારા પાટોધર મેમાંણુ; પેહેલીએ પરહરીરે, મારા રૂદીએ લાગેલા બાણ.

**ચોપાઇ**–સુની પડી સેજ સુના મંદીર જાળીઆં સુનાં બગીચા ને બાગ સુનાં ઝરૂખાં જાળીઆં સુનાં મુકી ઘરબાર, રાજા જતા બાળીયા; લોપી કુળની લાજ સેણનાં વચન પાળીયાં.

**દોહરો**–રાણી રૂવે રંગ મોહલમાં નેત્રળો બાંદી રૂવેરે બજાર દાસી રૂવે દરબારમાં ને શેહેરમાં પડ્યોરે પોકાર.

સદેવંત કુંવર પોતાના ઘોડાને પવન વેગે મારી મુકયો ને પોતે મનમાં જાણેછે કે હમણાં મળશે. એટલામાં વગડામાં ગોવાળીઆ રાજાની વાટ જોતા બેઠાતા તે રાજાને આવતા જોઇ કહે છે.

**દોહરો**–સાજ સોનેરી ઘોડા જરકસીને, વળી અસમેલારે અસ્વાર, ઉભા રહોને ઠાકરારે, કહું શેણનો સમાચાર.

હે મહારાજ તમે ઘોડો ઉભો રાખો, હુ શાવળીંગાના સમાચાર કહુ, તે સાંભળી સદેવંતે ઘોડો ઝટ ઉભો રાખ્યો. ગોવાળીઓ કહે એતો પહોંચવા આવી હશે ને તમેતો અત્યારે જાઓછો, માટે કંઈ

રાત પડે વાસો રહેજો ને આગળ જતાં રસ્તા બે આવસે, માટે તપાસી જજો એતો મને પોહોર દહાડે મલી હતી, આ એક હાર આપી ગઈછે. હુ તમને કહેવા અત્યાર સુધી બેસી રહયો હતો તે સાંભલી સદેવંતે પાછો ઘોડો મારી મુકયા. ને જ્યાં બે રસ્તા આવ્યા એટલે ખચકાઈને ઉભો રહયો. ને કહેછે કે હવે કીયે રસ્તે જવું નહી ગાડીતો છુટેલી છે તેના ચીલા પડેલા છે માટે કાંઈ નિશાની કરી ગઈ હશે. એમ વિચાર કરતાં પાળીઆં ઉપર ને પીપળે ઘાવ જોયા તે વાંચીને ડાબો રસ્તો મુકી જમણે જડપ ચાલ્યો આગળ જતાં સંધ્યાકાળ પડી, ને અંધારૂં થયું એટલે પોતે રસ્તામાં એક મસીદ પડેલી હતી તેમાં જઈ ભુખ્યા તરસ્યા પડી રહયા. હવે શાવલીગની પાસે રાતરે પાછી માલણ આવી એટલે શાવલીગા ઉદાશ થઈ માલણને કહેછે.

ચોપાઇ—હાયરે સહયર હાય, રેણ કેમ કહાડશુ નહિ આવે સોનેરીના સ્યામ, પ્રાણ અમે પાડશુ, હુ બેઠીછુંરે મેવાડ પીયુ મેલ્યો માળવે; જોબનવંતી નાર; જોબન કેમ જાળવે, સોનેરીના સ્યામ હજુ કેમ ના આવીયા, વાહરે વાલમ વાહ. અમને કેમ વિસારીયા: સોનેરીના સ્યામ, તે સું બાંધી પ્રિતડી; હેતેન પ્રિતે આલેલ, રાણીજીની રીતડી રૂડો મારો પીઊ; અમેતો રડીયાં હોય સજન ગળે બાંય ખળકે છે ચુડીયાં

તે સાંભળી માલણ સાવલીગાને મન વળાવે છે,

ચોપાઈ—તારી આંખલડીએ કાજળ આંજ મોડું અડવું લાગસે પરદેશણનાં સ્યામ, સવારે ઘેર આવશે.

ત્યારે શાવલીગા પાછી માલણને કહે છે;

ચોપાઈ—મીઠાં મોળાં અન્ન, કેમરે આરોગીએ હોય પોતાનો સાજન તેને કેમ વિસારીએ.

ત્યારે માલણ વળી શાવલીગને કહેછે;

ચોપાઇ—જેનાં પેહેરયાં હોય સુવાગ તેના દુવગ કેમ વાંચી

એ અલબેલી કામ ઓછું નવ ભાખીએ; અલબેલો રાજા કાલે ઘેર આવશે; કરી વાલેશરી વાત, હેતેરે બોલાવશે.

હે બેહેન તુ શીદને વલોપાત કરેછે જાને કાલેતો એ વાજ્યો ઉગશે કેમકે તને આટલૂ થાયછે તો એને કાંઈ ફીકર હશે કે નહિ પછી માલણ શાવલીંગાનુ મન વળાવીને ઘેર ગઇ સાવલીગા પોતે એકલી બેઠીછે એટલામાં શેઠ દુકાનેથી આવ્યા અને શાવળીગા પાસે આવી કહે છે કે ચાલો રંગ મેહેલમાં સુઇ રહીયે ત્યારે શાવળીગા કહેછે મારે તો સુવું નથી કેમકે હુ ઘેરથી નિકળી ત્યારે દેવીની માનતા માની હતી કે જો હુ સચરાચરા સાસરે પહોંચીશ તો સાત દિવસ સુધી એકાંત આસન ઉપર ભોંય સુઇ રહીશ રૂપાશા શેઠ શાવળીગાના વચન સાંભલી ખુશી થયા કે સ્ત્રિ મહા ચતુર છે પછી પોતે રંગ મેહેલમાં જઇ છપર પલંગ ઉપર સુતા ને શાવલીંગા મેહેલતી બહારની મેરે છજામાં ઝરૂખો કહાડેલો હતો તેમાં જઈ સુતી મધરાત થઈ એટલે દરબારમાં ચોલઘડી વાગવા માંડયાં ને એકાએક વાને વંટોલીઓ થઇ વિજલીઓના ચમકારાં થવા માંડયા ને ઝરમર ઝરમર વરસાદ પણ આવવા માંડયો છે ને નદીને પ્રવાહ વહેછે કોઇ માણસનો પણ અવાજ સંભલાતો નથી ફકત નાના પ્રકારનાં પક્ષિઓ મોર કોયલ ને તમરાંના તીણા અવાજથી ગુંજારવ થઇ રહ્યું છે બપઇયા ને ડેડકા ડુગ ડુગાટ કરી રહયાં છે ને થંડા પવનની લેહેરો આવેછે તે જોઇ પોતાનામનમાં શાવળીંગાકહેછે,

ચોપાઇ—કિયારે મેહેલ આકાશ ત્રંબાળુરે જળ હજે વરસે પાઉસ મેઘ નદીએ નીર ખળ ભળે રેણ અંધારી ઘોર બપઇયા બોલીઆ કંથ તમારે કાજ તજ્યું ઢોલીઆ.

હે મહારાજ તમારે કાજ હું ઢોલીઓ મુકીને પાસા ઘસુછુ પછી એમ કહેછે એટલામાં સદેવંત સાંભળી આવ્યો ને છાતીએ ડુમો ભરાયો ને પોતે રૂદન કરે છે તે જાણે શ્રાવણને ભાદરવો વરસી રહયો હોય તેમ થઈ રહ્યું પછી કરોધ કરીને બપઇયા કોયલ અને મોર ને કહેછે

દોહરો—બાપૈયા તુને હણે મારશુને વળી છડે અમારૂ ગામ અડધી રાતનો પોકરે છે ને મુખ લે છે પીયુનોરે નામ.

**ચોપાઈ**—તેણે ભાદરવો નીર, અંગોઅંગ વેહતહે;દાઝ્યાઉપર લુણ, બપૈયા ક્યું દેત હૈ. કોયલ શીદનેરોય,તું તો બોલે વનમાં,ગોરી બેઠી ગોખ, વિચારે છે મનમાં. રેણુ રહી પાછલી પોહોર, કુકડા બોલીયા; દરવાજા હતા કોય, દરવાને ખોલીયા જીણે સાદ કાસ, મધુર મોર બોલીઆં: કંથા તમારે કાજ, તજીયુ ઢોલીયાં.

એવી રીતે પોતે મહા રૂદન કરે છે, એમ કરતાં પ્રભાત થયો. પછી શાવળીગાની દાશીને તેજ ગામના રાજા તિરમદેનો કુંવરી કનકાવતીની માસી બનેને સહીપણા હતાં તે રોજ સાથે સવારમા સરોવર ઉપર નહાવા જાય તે ઉઠીને બંને જણીઓ દહાડે પણ ગઇ હવે સદેવંત કુંવર પણ મસીદમાંથી પાછલી પહોર રાતઃલઇને ઉઠ્યા હતા તે પ્રભાતમાં તેજ સરોવર ઉપર આવી ઘોડો બાંધીને પોતે રાતના તરસ્યા હતા તે પાણી પીવા ગયા ને ધાવ ભુંસાઇને જાયતેથી પશુની માફક નીચા પડી પાણી પીધુ હવે પેલી બે સઇપણીઓ તેમને પાણી પીતા જોયાએટલે શાવળીગાની દાસી કનકાવતીની દાસીને કહે છે ઓ બહેન આ કોક મોંઢે પાણી પીયે છે,તે ગાંડીઆ જેવો હશે ત્યારે કનકાવતીની દાસી પોતે મહા ચતુરછે તેતેના હાથ ઉપર ઘાવ જોઈ તેનુ તેજ જોઇને કહે છે કે એતો કોઇ કામી પુરૂષ છે. એને હાથે તો ઘાવ લખેલા છે એવી રકઝક કરતાં બંને જણ પોતે પોતાના ઘર ભણી ચાલ્યાં કનકાવતીની દાશીના મનમાં કે જઇ મારી બાઇને ઝટ કહુ કે તમે ઇચ્છાવર વરવાને ખોળો છો તેવોજ આવ્યો છે એમ ધારી પોતે કનકાવતીની પાસે જઇકહેછે.

દોહરો—બાઇ આપણેને અચરજ દીઠુ સખી સાથ; પશુ પ્રમાણે નીર પીએને વળી નીર ન બોળે હાથ.

હે બાઈ હુ આજ મારી સઇપણીના સાથે સરોવર ઉપર નહાવા ગઈ હતી ત્યાં એક એવો પુરૂશ જોયો કે તે પાણી મોઢેથી પીયે

ને એને હાથે લાવ લખેલા છે. ને કોક કામી જેવો મને લાગે છે તે સાંભળી કનકાવતી કહે કે તે તું મને દેખાડ ત્યારે દાસી કહેછે તમે તમારા પિતાની રજા લ્યો કે હુ જે જળ દેવતાને ગાગર એડીઓ પુજતી હતી તે વરત મારે ઉજવવુ છે માટે વરઘોડો ચડાવી મારી સાથે મોકલો. અને પણે દાસી સાવળીંગાને કહે છે, કે બાઈ આપ શરોવર ઉપર કોક પુરૂષ આવ્યો છે તે મોઢેથી પાણી પીયેછે ને હાથે કાંક લખેલુ છે તે ગાંડો હશે કે નહિ ત્યારે સાવળીગા કહે કે તારી નજરમાં આવે એવો દાસી કહે કે મને તો ગાંડો માલમ પડે છે તારે તે કહે તેવો હશે ( શાવળીગાના મનમાં તો નક્કી થયું કે સદેવંત આવ્યો હવે માલણ આવે તો મોકલુ તેથી માલણની વાટ જોઈ બેઠી ) હવે કનકાવતીના પિતાએ વરઘોડો ચડાવી આપ્યો એટલે પોતાની સોબતે સાહેલીઓને લેઈ જાયછે. તેમના માથે રતન જડીત્ર ઇંઢાણીઓ ને સોનાનાં બેડાં તે ઉપર રૂપાની ઝારીઓ ને તેના ઉપર કુંદનના કળશ મુકી સોળે સણગાર સજી ઝમઝુમ કરતી સરોવર ઉપર ચાલી ને જ્યાં સરોવર પાસે આવ્યુ એટલે વરઘોડો વેગળો ઉભો રાખી પોતાની સાહેલીઓ લેઈ સરોવર ઉપર આવી સદેવંતને ઝાડ નીચે બેઠો જોઈ મહા મોહીત થઇ ગઇ. પોતે વિચાર કરે છે કે મારી સાથે સાહેલીયો છે તેથી કેમ બોલાવાય માટે સાહેલીઓને આઘી કહાડુ એમ ધારી સાહેલીઓને કહેછે કે તમેઆ સરોવરમાંથી પાણી ભરી સરોવરની પ્રદક્ષિણ કરો ત્યાં લગી હુ જળદેવીની સ્થાપના કરૂછુ. પછી સરવ સાહેલીયો ગઇ એટલે કનકાવતી સદેવંતને બોલાવાવાસ્તે ઘણા ઘણાં નખરાં કરેછે ને વારે ઘડીએ તેની સામુ જુવેછે પણ સદેવંત તો બોલતા નથી ને સામુ એ જોતા નથી મનમાં કે જેને સારૂ આવ્યા તે મળે તો ફેરો સફલ થાય વચે બીજીની કયાં પળા કરતા ફરીએ પછી કનકાવતી તેને બોલાવવા સારૂ પોતાનો હાર તોડી સાંમાં બગલાં બેઠાછે તેને મોતી મારી ઉડાડેછે ને ચી

રમા કાંકરાભરી પછાડેછે ને પોતાની ગાગરને નખ ઉપર પાણી ચડાવી ટીપેટીપેભરવા માંડે છે તોએ સદેવંત સાંમુ જોતા નથી, ત્યારે કનકાવતી બોલી.

દોહરો--નખે નખે ઘડો મેં ભરયો ને વલી મોતીડે ઉડાડયાં બગ કાંકરે ચીર ફુટી પછાડીયાં ને વલી તોએ ન બોલ્યારે ઠગ.

કનકાવતીના બોલ સાંભલી સદેવંત કહે મને કહયો માટે કાંઈ ઉત્તર આપુ.

દોહરો--નથીરે દેશ માહારોને ગોરી નથીરે બોલ્યાનો લાગ માથુ વાઢે મુવા મુગલાને મારૂ ધડના પામે આગ્ય.

હે સ્ત્રી મારૂ શેહેર નથી કેમકે પારકા દેશમાં માથુ વાઢી જાયતો મરૂ ધડ આગ પામ્યા વિના રઝળે તેથી નથી બોલતો ત્યારે કન કાવતી તેનો અવાજ સાંભલી ઘણી મનને વિશે મોહિત થઇ કે વરૂ તો હવે અને વરૂ નહિ તો બીજા મારે ભાઇ બાપછે એમ ધારી સદેવંતને કહે છે.

દોહરો--અગર ચંદનની મગાવુ કાઠીયુને તેની ચોરે ખડકાવું ચેમારા સારૂ તમને મારશે તો ભેગા બળીશું આપણ બે

હે બાદરાજ તમે ડરોછો કેમ. જો મારાં સારૂ તમને મારશે તો હુ ને તમે બે મરીશું સદેવંત કહે આતો શુકનમાં મરવાનીજ વાત કહેછે નેમારે તોહજી વીવાના ધોલ ગાવાછે તેથી રીસ કરી કનકા વતીને કહેછે.

દોહરો--છત્રપગીને ખુડપગીને તારે લમણેછે ઝાજેરીરે લીખ તુજ જેવીને સંગરીતો વલી ઝાજીરે માગીએ ભીખ ૬૧૫

હે સ્ત્રી તારા જેવીની સંગત કરીને શુ ઘણી ભીખ માગવીછે કનકાવતી કહેજો રાજાને હાવો પાછો ઉત્તર આપીશતો ઘણુ રીસે ભરાશે માટે તેમને સારૂ લાગે તેમ કહુ.

દોહરો--ઘોડો તે બાંધુ ઘોડારમાંને રાજા નીરૂતે નાગરવેલ; મુજ સરખી ગોરીયાંને વલિ તમ સરીખા છેલ.

હે રાજા તમારો ઘોડો મારી ઘોડારમાં બાંધી તેને નાગરવેલ; ખવરાવીશ હું ને તમે સરખા સરખી માટે તમે મારે ઘેર ચાલો પછી સદેવંત બોલ્યો.

**દોહરો**--મારો ઘોડો ના રહે ઘોડારમાં ને વલી નકરે પરાશ રે આશ તારા જેવી લુંટીયો ને વલી દલી ભરડી લેઇ જાય છાસ

હે સ્ત્રી તારા જેવી લૂંટીયો તો મારે ત્યાં દલણાં દળી છાશ લેઈ જાયછે કનકાવતી કહે મારેતો રાજાને સારૂ લાગે તેમ કહેવું એ તો મને ગમે તેમ કહે તેથી પાછી સારૂ લગાડી કહેછે.

**દોહરો**-પ્રિતમ તમારે કારણેને હુંતો શોશો કરૂ રે પડપંછ તમે પરણ્યા મારા પાતળારે જેવા પુનેમના ચંદ્ર પુનમે પુરો ઉગેને, વલી બીજે તે અરધો કહેવાય જેવો મહિમા બીજનો તે વલી પુનમે ક્યારે થાય

હે સ્ત્રી તુ મને પૂનમનો કહેછે પણ તેની તો ઘણી શોભા નથી જેવી બીજની છે તેવી કેમકે લોકો બીજને જોવાને આતુર હોય છે ને પુનમને દિવસે કોઇ જોતૂ નથી તે સાંભલી કનકાવતી કહેછે.

દોહરો--હુ તમારી ગોરીયાંને, તમે પ્રિતમ મારા જાણુ ઉગારોતો ઉગરૂ નહિતો મુકીશ મારા પ્રાણ.

હે મહારાજ તમારી હું સ્ત્રિ થઇ ચુકીછુ જો તમે ઉગારોતોજ હુ ઊગરવાની છુ નહિંતો તમ વિયોગે ઝુરીને મારો પ્રાણ મુકીશ, આતુ સાંભળી સદેવંત વિચાર કરેછેકે આતો લપ વળગી તેકેમે જશે નહિ મારે હજી પેલીની ખોળ કરવીછે, માટે તેને એવુ કહુકે ઉભો રહ નહી એમ કહી કહે છે.

**કવિત**—બેંસકા રૂપ બની એક સુદર, છાત્તી કેપાટ જુવે લટકે, નાકનમે ગજ બેસકો મોતી. ઘુંઘટમે જો ગધો અટકે, તેડી સી ચાલ, મૃદંગસી કમર ઝેલી સો પેટ જુમે લટકે આવત જાવત નેન લડાવત, એસી ગધીસે ગધો અટકે.

હે સ્ત્રિ તારા જેવી ગધેડીને સાથ ગધો હોય તે બોલે આવાં રાજાનાં વચન સાંભળી કનકાવતી કહેકે હવે રાજા ચિડયા માટે ચાલ કોક તરાઇતની સાથે મેળાપ કરીને બોલાવીશ એમ કહી પોતાનો

કુંભ પાણીથી ભરી પોતે શીર ઉપર મુકેછેતે ભારે હોવાથી ખભે ટેકી માથે મુકયો તે જોઈ સદેવંત ખુશી થઈ કુંભને કહેછે.

કવિત—ઠમકત ચલચલે ગજ સુંદર છુટી લટાં જેસો નાગહે કારો દેવ નિલંગ વિલંઘ કીયે પુન સુંદર રૂપ મહા ઉજીઆરો; ચંદ્રમુખીજ ઉઠાય કેઉપર ચૂબન લેકર શીશ સુધાર્યો સદેવંત કહે સુનીયો સરોવર ઘડ ધન ધન કુંભજીહારો તીહારો.

કવિત—આગસે મારન લઇ કોદાન ગધેચડાય બજાર ફીરાયા પાણીસે છાંટકે ડાગસે મારકે રેણુ સીયાલેકી લાત શેદાયો ચાક ચડા અપડ મારકે શીશ કાટ અગન તવાયો એતનો દુખ સહગે સદેવંતનો એતનો સુખ મે આજ ન પાયો.

કવિત રેખતો—સુણો રાજદ્રષ્ટી પ્યારે, નેનુસેમત રહો ન્યારે શીશ સુરંગી પાઘડી શોહીયે લરાતગસત લાલબી ગોહીયે ગલેજાંમા દુદાગીકા કમર પટકા બડાભીકા ખભે ગડગીડેકી ઢાલે હાથમે રૂચીહે ભાલે કમરે કટારી હે બંકા સિરોઇ તલવારકા ડંકા સજનમોરા ઝુલકા ભોગી ફુલમે હો રહા જોગી;ઝનુક હાથમે ગજમા દેખુ સારી રેનકા મજરા જોગી પીછે જોગન થાઉંગી સજનકુ બતલાઉ ગી ઘ્રન બીચ ચંદની ચટકી ગાલે બીચ નાગની લપટી બરેહકી કાચલડી ભોલી બદન મેરે લગ રહી હોલી આઇમે જોબનકી માતીન પાયો સેજકો સાથી; કનકાવતી બોલી તુતી, તેરે પીછે લગાઉગી દુતી, મોતી કહે ચલી સાહેલી સાથી, છુટા જ્યું મકના હાથી.

કનકાવતી પોતે એવા તુરંગ મનમાં કરતી વરઘોડો પાછો વ્રઢાવી ઘર ભણી ચાલી આવે છે.

સોહુલો—ઠમક ઠમક ચાલી પનીહારી; અતે લટકન ચાલ ચાલે ભારી; ધમક ધમક ઘુઘરવાલી, સોના એડેલું ને રૂપા ઝારી, ૬૨૫

ચોપાઈ—ચલે ઠમકતી ચાલ, ચલન ગત નારીયાં; કાજળ કાળી રેખ નેણમે ડારીયાં ૫૬૨૬ પ્રિતમને જોઈ શુદર, મોહાલે ભારીયાં; એવા માજન ઉપર, લાલ હુ વારીયાં ૫૬૨૭

કનકાવતી આવી રીતે પોતે રૂમઝુમ કરતી પોતાના મેહેલમાં

આવી. હવે શાવળીગા માલણની વાટ જુવે છે. એટલામાં પેલી માલણ તેને મેહેલે ગઇ પછી શાવળીંગા માલણને કહે છે કે મારા અલબેલા રાજા સરોવર ઉપર આવ્યા છે માટે તુ ઝટ જઇ ખબર કાઢય કેમકે એમની પાસ ઘોડા હશે તેથી તું તારે ગેર તેડી લાવને પછી અતીતનો વેશ લેવરાવી મારે મોહોલે મોકલજે જયારે હુ એને જોઇશ ત્યારે અન પણ ખાઇશ. માલણ કહે બાઇ ખરચી પાણી; પછી શાવળીગાએ શેહની મજુશ ઉઘાડી માંહીથી રૂપીઆ પચાસેહનો તોડો આપયો. તે લેઈ માલણ કનકાવતીને મેહેલે ફુલ આપવા ગઈ કનકાવતી માલણને જોઇ ખુશી થઈ કહેછે કે તુ મારૂ એક કામ કર;મને મારા લાયક વર મળયોછે તે હાલ સરોવરપર છે. માટે તુ જઇશ તેને ગમેતેમ કરી તારે ઘેર લાવી મારી સાથે પરણાવ. માલણ કહે ઠીક પણ ધીરજ રાખેથી બનશે. ત્યારે કનકાવતી કહે બે તને મારી સોમોહોરોનો હાર ખરચીને માટે તેને આપુછુ પણ તેને તુ ગમે તેમ કરીને લાવ. માલણ કહે ઠીકર નહી એમ કહી તુરત ઘેર આવી એટલે તેનો ધણી કહેછે રાંડ કેમ પાછી આવી ત્યારે માલણે પેલી મોહોરો ને રૂપીઆ માળીના મોં કને મુકયા તે જોઇ માળીતો ખુશી થઇ ગયો માલણ કહે તમે આટલૂ કે દહાડે કમાવાના હતા? માળી કહેછે કે હે સ્ત્રિ હવે ગમે ત્યાં જા કોઈ તારૂ નામ લેનાર નથી કોઈ પૈસાવાળો હોયતો લેઇને આવજે આપણે તેને ખાલી કરીશુ પછી માલણનેતો રજા મળી એટલે વાશી પોતે પાણીનુ બેડું લેઇ સરોવર ઉપર આવી અને સદેવતને જોઇ કહે છે.

**દોહરો**—કીયારે દેશનાતમે રાજવીને વળી કીયાંરે તમારાં ગામ શારે કારણ તમે આવીયાંને વળી શુછે તમારે કામ.

**દોહરો**—નથીરે અમે રાજવીને વળી છેરે અમારાંરે ગામ આવ્યા છીએ પરદેશમાંરે બુડી ચાકર રહવાનુરે કામ.

હે સ્ત્રી અમે રાજા નથી પણ પરદેશમાં ચાકરી કરવા આવ્યા છીએ તે સાંભળી માલણ કહે છે.

**દોહરો**—ચાકર જોગ નથી સાહબાને વળી ચાકર તમ મરે

હોય, આવ્યા છો કુંભવંતીને કારણેને વળી અસત વચન શુ કહોય

મહારાજ તમે ચાકર જોગ નથી ને તમે જે કારણે આવ્યાછો તે હુ જાણુ છુ ને તમારે સારૂ અહીં આવી છું આવાં માલણના વચન સાંભળી સદેવંતને ખાત્રી થઇકે નક્કી એણે મોકલેલી પછી એનું નામ એની પાસે દેવરાવવુ પેહેલુ હું કહીશ તો પછી એ નહિ હોય તો ફજેતી થશે માટે તેનેજ પુછું એમ કહી કહે છે.

**સોહલો**—કોણ નગરમાં રાજા રાજ કરે અને કેની કેની દુવાઇ કરે સુખીયા દુખીયાં કોણુજ છે તે વાત મુજ આગળ કહે.

**સોહલો**—રાજા વીરમદે રાજ કરે પૃથુરાજની દુવા ફરે એક દુખીયારા રૂપાશાની નાર અને તેના તમે લાગોછો અણસાર.

**સોહલો**—તુને આજથી મારી બેહેન જાણું ને તારા સારોરી કામાવડાઇજ કરૂનવુ પેહેરાવુ દક્ષણીનુ ચીરકરી લે મને વાલેશરીવીર

માલણ સદેવંતને કહેછે મારેતો ચીર જોઇતુ નથી પણ એક વચન આપો ત્યારે સદેવંતે વચન આપ્યુ માલણ કહે કે જે હમણા સ્ત્રિ આવી હતી તેને તમારે પરણવી પડશે સદેવંત કહે તે વાતતો કરવી નહી માલણ કહે ત્યારે તમે સાચા બોલા પણ નથી સદેવંત કહે એક વખત મને શાવળીંગા મળે તે પછી એને પરણીશ માલણ કહે તમે ગમે ત્યારે પરણજો પણ એને પરખશો તો તમારૂં કામ થશે કેમકે એ રાજાની કુવરીછે ને તમે તેને ઓડે જશો તોજ શાવળીંગા મળશે નહિ તો માજન તમારીને શાવળીંગાની વસે કરશે પછી માલણ સદેવંતને લેઇ પોતે આગાડીને રાજા પછાડી એવી રીતે ઘેર આવે છે ત્યારે પોળોના લોકો સદેવંતને પુછેછે કે ભાઇ તમે કોણછો ત્યારે સદેવંત તેમને જવાબ દેછે.

**સોહલો**—અમે જાતના સોદાગર છઇએ આ બાઇના પીયરમાં રહીએ માટે એને ફરીઆ હાલજ છે તે માટે મુને ભાઇ ભાઇ કહેછે

સદેવંત આવી રીતે લોકોને જવાબ આપતો માલણની પાછળ પાછળ તેને ઘેર ગયો સદેવંત કહે જોગી થઇ એને જોઇ આવુ પછી જમીન માલણ કહે એમ કરો પછી સદેવંતે પોતાના સરીર

ઉપર ભભુત ચડાવી દીધીને માથાના વાળ છુટા મુકી હાથમાં જોગી ઝુંડો લેઇ પોતે અબધુત બની તઇયાર થયા.

**ચોપાઇ**—છુટે કેશે રાય નગરમાં ચાલીયો ભભુત ગોળા હાથ બાળે નાથે ઝાલીયાં અછતવાળા અતીત નંગરમાં ચાલીયા સારા શેહેરના લોકો ચાકરે ચડાવીયા.

જ્યાં સદેવંત આવા ડોળથી શાવળીંગાના મેહેલ આગળ સોનેરીઆ ચોકમાં જઇ અલખ જગાવ્યો સદેવંતનો અવાજ સાંભળી સાવળીંગા વીચાર કરે છે.

**ચોપાઇ**—એતો મારો સ્યામ તેતો નિરભે જાણીયે આવતી કાલે એકાંતે સાકર વેચીએ ૬૩૮

જ્યાં સાવળીંગા ઝરૂખે આવી જુવેછે તો સદેવંત દીઠો પછી ખુશી થઇ રાજાને કહેછે.

**દોહરો**—પગરે પ્રમાણે પેહેરી ચાખડીને રાજા છુટારે મેહેલ્યા જોને કેશ સુણ સુણરાય સદેવંતારે તેતો ભલો ભજાવ્યો વેશ.

હે મહારાજ તમે મારા કહ્યા પ્રમાણે બરોબર જોગીનો વેશ ભજાવ્યોછે એટલામાં તો એની નણંદ લીલાવતી આવીને કહેછેકે જમવાની વખત થઇછેને તમે કેમ બેશી રહ્યા છો શાવળીંગા લીલાવતીને જોઇ મનમાં કહે છે કે વળી આ પાપ ક્યાંથી આવ્યું હવે રાજા સાથે વાત થશે નહિ ને વરસાદ પણ આવવા માંડ્યો તેને લોટ આપવાનું બાનુ કરી હેઠે વાત કરી આવું ધારી નણંદને કહે છે.

**સોહલો**—મેહુલો વરસે કાળા ધાર બાળુડો જોગી ઉભા છે દવાર, બાળો જોગી બહાર ભીંજે, તેને કહોતો બાઇ અમે ભીક્ષા દીજે.

હે બાઇ આ જોગી બહાર પલળે છે તેને કહો તો ભીક્ષા આપી આવું લીલાવતી જોગીનુ નામ સાંભળી ઝરૂખે જુવે છે તો કોઇ મહા તેજસ્વી રાજ અંશ જેવો દીઠો.

**કવિત**—તારેકી જોતમે ચંદ્રછુપે નહિ, સુર્યછુપે નહિ બાદલ છાયા; રાડ પડે રજપુત છુપે નહિ દાત છુપે નહિ ઘર માગન આયા; ચંચલ નારીને નેન છુપે નહિ પિતછુપે નહિ પીડ દેખાયો; કવિ

સંગ કહે સુણ શાહ અકબર, કરમ નહિ ભજ્યુત લગાયો;

પછી લીલાવતીએ મનમાં ઓળખ્યો, કે એને એને પીયરમાં ધક્કો મારયો હતો એવોછે, એવુ ધારી રીસ કરી સાવળીંગા કહેછે.

**સોહલો**—આવે નથી એ છે બાવનવાર,ને ઉતારે વહુએ તમા રાં ચીર, જોને બનીઓ છે દીલે લાંઠ, એવા ઠગ ફરે સોને સાઠ

હેભાભી તમે જાણતા હશો કે એ કોક જોગીછે પણ એતો ઠગ છે, સાવળીંગા કહે આપણે શું ગમે તે હોય આપણે તો એને અ ભ્યાગત જાણી આપવુંછે, આવુ સાંભળી લીલાવતીએ સિપાઇ બોલાવી કહ્યું કે આ જોગીને મારી કાઢો પછી સીપાઇએ તો સદેવંત ને ધક્કા મારીને કહાડયો. હવે સદેવંત સાવળીંગાના ઉપર ક્રોધ કરીને કહેછે, કે રાંડે મને ધક્કા મરાવ્યા, પછી માલણની પાસે જઇ બધી હકીકત કહી માલણ કહે ભાઇ તું જમી લે ને હુ એની પાસે જઇ તને કાલે મળે એવો બંદોબસ્ત કરી આવીશ પછી સદેવંતે ખાધું, હવે માળણ ફુલ લઇ સાવળીંગાના મહેલે ગઇ સાવળીંગાએ માલણને જોઇ તેના ખોળામાં માથું મુકી ધ્રુસકે રોવા બેઠી અને કહ્યું કે મારી નણંદે તો એને કાહાડી મુકાવ્યો અને સિપાઇને હુકમ કર્યો કે હવે કોઇ ભીખારીને પેસવા દેશો નહિ માલણ કહે તુ શિદને ચિંતા કરેછે હુ સો ઉપાય કરી તારે મેહેલે મોકલીશ સાવળીંગા કહે એ વાત ખરી પણ મેં શેઠને સાત દીવસનો વાયદો કરયો હતો તે આજ સાત દીવસ પુરા થશે તે શો ઉપાય કરૂં માલણ કહે કે આવે એટલે પેહેલ વેહેલી વચન લઇ કહેજે કે મને એક હુશ છે તે પુરી કરો પછી શેઠ વચન આપે એટલે કહેજે કે એક નવો મેહેલ બંધાવો ને તેમાં આપણે વાસ પુજા કરીએ પછી હું સદેવંતને તારે ત્યાં મોકલીશ. એમ કહી માલણ પોતાને ઘેર આવી સદેવંતને કહે ભાઇ એ મેહેલ નવો ચણાવા માડે ત્યાં મજુર થઇ જવું પડશે ત્યારે સદેવંત કહે ભીખની બેહેન મજુરી ભીખ માગી ત્યારે તગારાં ઉપાડતાં શી શરમ આવશે; હવે રાત પડી એટલે રૂપાશા શેઠ સાવળીંગા પાસે આવ્યા પછી સાવળીંગા શેઠને કહેકે મને વચન આપે કે હું કહું તે તમારે

કરવું પછી શેઠે કહ્યું કે આ મારૂં વચન છે, સાવળીંગા શેઠનું વચન લઇ કહ્યુ કે તમે એક નવો મહેલ કરાવો. ને તેમાં આપણે વાસ પુજા કરીએ શેઠ કહે ઠીક પછી શેઠે ગુમાસ્તાને બોલાવી કહ્યું કે એકમહેલ હાલ હાલ કરાવવોછે માટે જે સમાન જોઇએ તે ઉતા-વળા લાવો ને શહેરમાંથી કડીયા સુતાર જેટલા હોય તેમને બમણો રોજ આપી, આપણે ઘેર લાવો. ગુમાસ્તાએ શેઠને કહ્યું સાંભળી વરત સામાન લાવી ઢગલા કરવ્યા ને આખા શહેરના કડીઆ સુતાર ને મજુરનાં ટોળેટોળાં માલણના ઘર આગળ થઇને જાયછે. ત્યારે માલણ તેઓને પુછેછે કે તમે ક્યાં જાઓ છો મજુરો કહે રૂપાસા શેઠનો મેહેલ ચણાયછે તે કામે જઇએ છીએ, માલણ કહેકે ત્યારે મારે ઘેર પણ એક મજુરીઓ માણસ આવેલ છે તેને કામે લેઇ જશો ! ત્યારે મજુર કહે કે મોકલોને એમાં અમારૂ શું જશે, પછી માલણે સદેવંતને ફાટેલો ખાદીનો પોશાક પેહેરાવી મજુરનો ટોળ બનાવી તેમની સાથે મોકલ્યો હવે સદેવંત ત્યાં જઇ પાલક ઉપર ઉભા રહી લગારાંને ટોપલીઓ આપેછે શરીરે પરસેવો વલ્યો છે ગરદન બેશી ગઇછે રાજનો કુંવર કે જેણે એક પાણીનો લોટો સરખો પણ ભરેલો નહિ એવું કામ કરવું પડેછે સાવળીંગાને રૂપા શા સોગટાં બાજી રમેછે તે સામસામી હસ્યા મશકરી કરે છે સા-વળીંગા સદેવંતને મેહેનત કરતો જોઇછે પોતે રમતા ધાવ કહ્યો.

**દોહરો**—પડ પડ પાસારે ચોધણાને, વળી પડપાસારે પોબાર, શોગઠડીરે પરવશ પડીને તુતો લેલેરે કડીઆ ગાર.

આવો સાવળીંગાનો અવાજ સાંભળી સદેવંત કહે છે.

**દોહરો**—દેરૂ દીઠુ દેવનું વળી દરશન કરવા જાવ દરશન તો પરશન નહાને તું પડ્યા પાસા પોબાર હંશ ગયો સરોવર વીશેને વળી અમરીત દીઠું પણ પીધુ નહીને વળી પડ પાસા પોબાર.

શેઠ આવી રીતે બંનેનું બોલવું જોઇ સાવળીંગા કહે છે કે તે કડીઆને શું કહ્યુ સાવળીંગા કહેકે આપણે રમીએ છીએ ને કડી-ઓ સામુ જોઇ રહયોછે માટે કહ્યું કે તુઅમારા સામુંજોઇ રહયોછે

તુ તારી મેળે ગાર લેને અને શેઠ આ કડીઓ રમત રોજીયાં કરે છે માટે એને રજા આપો શેઠ કહે છો રહયો સાવળીંગા કહે શું પઇસા હરામના આવે છે એમ કહી ઊઠી સદેવંતનું કાંડુ ઝાલી કહ્યું કે ચાલ તને હેઠળથી અડધા રોજના પઇસા અપાતું એમ કહી હેઠળ લેઇ ગઈ પછી સદેવંત સાવળીગાને કહેછે.

**દોહરો**–પગેરે ગારો ખુદીયોને વળી માથે તે પત્થર ધરયાં; સાવળીંગા તારે કારણેરે મેં તો શાં શાં કામ જોને કરયાં.

**સોહલો**—કંઇ કંઈ કામરે કીયાં કામની કાજ કડીઆરે થયા મુજને લાગ્યો તારો રંગ રાજ છોડ્યું મેં તારે સંગ

હે સાવળીંગા તારા કારણે મેં રાજ મુકીને જોગી થઇ ભીખ માગીને વળી અધુરૂં હતું તે તગારાં પણ ઉપાડયા સાવળીંગા કહે મહારાજ પ્રિતનું કારણ એવુંજ છે સદેવંત શાવળીંગાને જોઇ ખુશી થઇને તેના ગળામાં હાથ નાંખવા જાય છે કે સાવળીંગા બોલી.

**સોહલો**—મતોડ મતોડ આંબાડાળ કેહેડ પતલી શીર લબે બાલ પુરીશ રાજાજી તમારાં લાડ આજ સાંજરે ચંપાને ઝાડ.

હે મહારાજ તમે હમણાં ઘેર જાઓ ને આજ સંધ્યાકાળે મારાં મેહેલ પાસે પંપાબાગ છે ત્યાં આવી બેસજો ને હુંછેતે અચુક ત્યાં આવીશ સંધ્યાકાળ પડી એટલે સદેવંત રાજા પોતે પોશાક પહેરી એક ચંપાના થડ નીચે જઇ છાનામાના બેઠા હવે પોહોર રાત ગઇ તોપણ શાવળીંગાને જવાનો વખત મળતો નથી અને વિચાર કરે છે કે રાજા આવ્યા હશે ને પાછા જશે તો મારૂ વચન ખાલી જશે ને મારા ઉપર ગુસ્સો કરશે પછી પોતે પોતાની પાસે એક મહેલ હતો તેમાં શેકે રૂ ભરયુ હતું ત્યાં જઇ દીવાસળી લઇને તે મેહેલ સળગાવ્યો અને જ્યાં મેહેલ સળગ્યો એટલે તો તેના તણખા ઉડીને પંપાબાગમાં જવા લાગ્યા કે બાગનાં કુતરાં ભસ્યાં તેથી બાગવાળે જાણું કે ચોર હશે તેથી તે પકડવા આવ્યો સદેવંત જીવ લેઇ ને નાઠો તે માલણને ઘેર આવી ઉભો રહયો માલણને સદેવંત કહેછે

**દોહરો**--છળ કરીને મને છેતરયાંને વળી મેલી છેરે લાજ

પરસ્ત્રીને કારણેરે મેંતો છોડયાં સોના જેવાં રાજ ફપર

હે બેહેન મેંએને કાજે મારી લાજને આગરૂ મુકીને મારૂં સોના સરખું રાજછે તે મુકી અહીં સુધી ભટકવા આવ્યો મને વાયદો કરીને ત્યાં બેસારી મુકયો ને એતો આવી નહીં માટ હવે મારે રેહેવું નથી ગમે તે દેશ પરદેશ જઈ રખડી મરીશ માલણ કહે બાઈ તું અકળાયછે શીદને હું તને ગમે તેમ કરી કાલે ભેગાં કરીશ પેલો મેહેલ સળગયો એટલે સાવળીંગા પોતે પોતાના મેહેલમાંથી નાહી નેવા ચંપાબાગમાં ગઇ જુવેછે તો ચંપાના ઝાડ નીચે સદેવંતને દીઠો નહિ એટલે રીસ કરી ચંપાના ઝાડને કહેછે.

**દોહરો**—વરની ઉડી હું વનમાં ગઇને વળી વનમારે લાગી લાહ્ય ચંપા તું જાજે જડમુળથીરે મારૂ એકે કામ નવ થાય.

હે ચપા તું જડમુળથી જજે કે તારા ઝાડના વાયદે મારૂ એકે કામ સફળ ન થયું તારે ચંપો કહે છે.

ચોપાઈ—લાગ્યા લાખેણા મેહેલ જાણુ પરજાળીઆં ઝીણીરે લાગી આંચ પંખીરે સરવે ઉડીયાં એને સમે જોને રોય કુતરે ભસીયા; રાજાને લાગી બીક ઉઠીને નાશીયા,

હે સ્ત્રી મને શું કરવા શ્રાપ દેછે રાજા તો આવ્યા હતા પણ મહેલ સળગ્યો તેના તણખાથી પંખી ઉડયાં તે જોઇ રાજા બીહીને જતા રહ્યા સાવળીંગા પછી પક્ષીઓને ગાળો દેવા લાગી.

**દોહરો**—કોયલ કાગને બાણુંસારે, મુવા તમપર પડજોરે વીજ; લાખેણા મોહોલ પરજાળીયારે, મારૂ સર્યું નહિ એકે સીજ. મરજો કાગા તમે કોયલ્લરીને, વળી પડી રહેજો ઠામોરે ઠામ; વાલમ મારો વિયોગે ગયોને, મારૂ એકે ના સરીયુ કામ. **સોહલો**—એકે ન સરીયુ મારૂ કામ, ને હઈયામાં રહી ગઇ ઝાઝી હામ; જોબન એળું બાળે વેશ કયાં લખ્યો દેશ પરદેશ

હે કાગને કોયલો તમે જ્યાં હો ત્યાં મરી જજો કે મારો વાલમ તમારાથી બિહાને વિયોગે ગયો એમ કહી પાછી પોતાના મેહેલમાં આવી નિરાશ થઈ સુઇ રહી, હવે વાંહણાનો પોહોર થયો એ

**સોહલો**—વિરા તુ લેને ફકીરનોરે વેશ, માંથેરે મેહેલતુ છુટા કેશ; જો કોઈ પુછે રંકને રાય, પંડ તણો પતિઆર ન જાય.

માલણ કહે તુ વઈદ થઈને જા અને કોઇ પુછે તો તેને તુજ વાત દેતો જજે. કહી બંધાતો નહિ નહિતો વરતાશે તો પછી તારો પતિયાર જશે અને આ છેલીવારનો મેલાપ છે ત્યારે સદેવંત કહે બહેન એમાંતો મને કહેવું પડે એમ છેજ નહીં એવી તરેહના વેશ બજવતાં મને ઘણા આવડે છે પછી સદેવંત માથાના વાળ છુટા મૂકીને માથે પટકો બાંધી હાથમાં ખલચી લઈને મોટો ઝભો પહેરી શાવળીંગાના મ્હેલ ભણી ચાલ્યો જાય છે,

**સોહલો**—દવારે દારૂ સબ મેરી પાસ મેં જ્યાં જાઉં ત્યાં રોગ હોવે નાશ; ખુટી હોય તેને આવરદા દેઉં ને મેં તો હકીમ દિલ્લીકા હોઉં મોતીકા ઢીસુ મોતી ભાર, નગર ગલીયુંને ફીરૂ દરબાર; મેરી દવાકા જબરા કામ, નવખંડ ધરતીમેં મેરા નામ.

સદેવંત પોતે એવી રીતે બોલતો બજારમાં થઈ ચાલ્યો જાય છે એટલે દુકાનમાં શેઠ બેઠા હતા તે કહે કે હકીમજી તમે વઈદું જાણોછો સદેવંત કહે શેઠ મેં સબ કામ જાનતાહુ પછી શેઠ પોતાને ઘેર લાવ્યા સદેવંત શાવળીંગાને જોઈ શેઠને કહે છે.

**સોહલો**—ચોસઠ જોગણી બાવન વીર, જાત ફિરાઉ પરનારી. કો શીર; બડે બડે ખવીશકું કું મે ધર રખહું. મેતો હકીમ કોઈસી ન ડરૂં; જોબીને આમદ મેરી પાસ, મેં જાઉં ત્યાં રોગ હોવે નાશ; મુવા માણસ હુ જીતા કરૂં, મેં હકીમ એસા ફરૂં.

હે શેઠ મેરી પાસ સબ ઇલમહે ને મેને બડે બડે ખવીશકુ શીરસતેકું તાબે કીયેહે. પછી શાવળીંગાને માથેથી દાણા ઉતારી જોઇ શેઠને કહે છે.

**સોહેલો**—ઉત્રીસ દીનસે તેરા બીહા હુવા.તીસ દીનસે તબ હુવા જુવા; એરતી એકાએક નીસરી બહાર, તીસ દીનસે નાંહી હુઈ તેરી નાર, પેહેલી રાતકા તુને ઉતારા કીયા, આઠ શેઠ સે તુ ઉતરી ગયા; ખાયા પીયા હુઆ હુશીઆર, રાત બધી પડ રહે એક ઠાર.

હે શેઠ તું પરણવા ગયો ને બીજે દીવસે સાસરે જમવા ગયો પછી કન્યાને તેડી લાવતાં રસ્તામાં તારી ગાડીઓ છુટી ત્યાં તેરી ઓરત પીસાચ કરનેકુ એક પાલીએકી પાસ બેઠી વાંસે બલગન બલગાહે. શેઠ કહે સાચી વાત સાચી વાત સાહેબ હવે તેને તમે સાજી કરો પછી સદેવંત ધુપ ધુમાડો મંગાવીને પછી સાવળીંગાના આગો બેશી ધુપ કરવા માંડયો ને ખોટા મંત્ર ભણવા માંડયા પછી સાવળીંગા આંખ્યો લાલચોળ કરી સદેવંતના સામુ જોઇ કહેછે.

દોહરો—ઘેલા વઇદ તને ગમે નહીંને ભુંડા દુઃખ વિના શીદ બાળ; જે દુખે હુંતો દુબળીરે ભુંડા તે દુખ તુ મારૂં તુ ટાળ.

હે વઇદ મારૂ થએલું દુખ ટાળતો નથી ને મને અમથો શીદ બાળેછે તે હું નહિ નીકળું સદેવંત કહે કયા તુમ નહી નીકળે તેરેકુ અભી શીસામેં ઉતારતાહુ એમ કહી જ્યાં ધુપ કર્યો એટલે શાવળીંગા ધુણવા લાગી ને જ્યાં ત્રણ પહોર થયાને ચોથી બેઅને લેઈ પોતે મોંમાંથી ભડકા કહાડવા માંડયા એટલે શાવળીંગા કહે કે હવે જાઉંછુ પછી સદેવંત પેલા શેઠીઆને કહે છે કે દેખો અબતો આ-ગીઆ બેતાલકા સંપાટા આતાહે માટે તુમ સબજણે આંખા મીં-ચો નહિતો અંધે હોજાવગે પેલા શેઠ કહે ખરી વાત ચાલો બી-જા મેહેલમાં જઇએ એમ કહી બધાએ જતા રહ્યા સદેવંત અને સાવળીંગા બને એ મેહેલમાં રહ્યાં હવે સદેવંત શાવળીંગાને કહેછે કે અમ શું કરવું છે શાવળીંગા કહે મહારાજ આ ભોંયરૂ મને મા-લણ બતાવી ગઈછે તે તપ્યારછે પછી શાવળીંગા પોતે શેઠના ઘ-રમાંથી જે સામાન લેવાનો હતો તે લેઇ એક બિલાડીની કેટમાં ઝાંઝર ઘાલી કોઠીમાં ઉતારી મેહેલ સળગાવી સુરંગમાં થઈ સદેવંત ને સાવળીંગા પોતે ચાલી નીકળયા હવે મેહેલ બળતો જોઇ તમામ શેઠ દોડયા અને જુવેછેતો મેહેલ ભડભડાટ લાગેછે માહી પેલી બીલાડી ફરેછે તેહે ઝાંઝર વાગેછે તે જોઈ શેઠ કહેછે કે શેઠાણીને પેલા વઇદ બે જણ બળી મરેછે એમ કરતાં તો ઘડી એકમાં ત-માંમ મેહેલ બળીને ખાખ થઇ ગયો શેઠ પોતે શેઠાણીને બળા

મુઈ જોઈ ઘણા દિલગીર થઇને બેઠાછે કહવે મને આવી રૂપવંતી સ્ત્રી મળનાર નથી હવે સદેવંતને સાવળીંગા પોતે સુરંગમાં થઇ કનકાવતીને મેહેલે ગયાં ત્યાં કનકાવતીએ સુરંગનુ મોં ઉઘાડીને પોતાના મેહેલમાં લીધા હવે કનકાવતી અને સદેવત તથા શાવળીંગા પલંગ ઉપર બેઠાંછે તે વખત કનકાવતી રાજાની ચતુરાઈ જોવાને સમસ્યાઓ પુછેછે.

**દોહરો**—સોંઘામાં સોંઘુ કીયુને રાજા વહાલામાં વહાલુ તે શુ હોય દેશતામાં દેખતો કીયે ને રાજન અંધામાં અંધ જોને કોય. દુધમાં શુ હસગાપણુ ને રાજા કીયા ગાયનમાં ગુણ અતિ સુખ શેમાં રહુને વળી સુખે સુવેરે તાડી કુણ

તેસાંભળી સદેવંત કનકાવતીને ઉત્તર આપેછે.

**દોહરો**—રાજા કહે રાણી સાંભળોને વળી પુછ્યુ તેનોરે પાર: અકલ નથીરે કાંઇ એવડીરે રાણી રાખજો તમે મારો ભાગ સોંઘુ જે મફત મળેને વળીજીવથી વહાલુ નહિ કોય જ્ઞાન આંખેરે દેખતો તે વળી અજ્ઞાની અંધજ હોય હસવો પુત્રની વરણાગી રે ને વળી ગુણ હરીગાયન માય સુખઅતિ સંતોષમાંને, વળી કરજુગથી સુખેન સુવાય

હે દાસી તમે પુછ્યું તેનો આ જવાબ છે. વળી પુછવાની ઇચ્છા હોયતો પુછો કનકાવતિ રાજાનું વચન સાંભળી ખુશિ થઇ. અને વહાણાનુ પોહેર થયુ એટલે પોતાના પિતાની પાસે જઇ કહે છે કે હે પિતા જે હુ જળદેવતીને ઇછ્છાવર વરવા રોજ ગાગર બેડીઆં પુજતી હતી તેથી મને મારી મરજી પ્રમાણે વર મળયો છે પિરમદે રાજા કહે કે કોણ છે. કનકાવતી કહે એ રાજા શાહલીવાહનનો કુંવર સદેવંત તે આપણા નગરના શેઠ રૂપાશાની વહુ શાવળીને લેઇને આવ્યો છે, ને એને સારૂ એ કુવારી રહી છે રાજા કહે કે એ વાત હુ માનુ નહિ માટે મહારી પાસે બોલાવે પછી કનકાવતી સદેવંત અને શાવળીંગાને પોતાના પિતાની પાસે તેડી ગઈ શાવળીંગા રાજા પાસે આવી રાજાને કહે છે કે, પિતા હુંતો એને સાત અવતારથી વરેલી છું ને શેઠને તો મેં મારી દાસી પરણાવી છે. રાજા

કહે કે તમારા કહેવાથી માનું નહિ; પણ શેઠને બોલાવી પુછું પછી રાજાએ શેરખાં અને રતનખાં જમાદાર હતા, તેમને બોલાવી કહ્યું લઈ જાઓ રૂપાશા શેઠને તેડી લાવો પછી જમાદાર જઈ શેઠને કહે છે કે રાજા તમને દરબારમાં બોલાવે છે શેઠ કહે કે હમણા દરબાર ફુગી ગયો કે જીવ પડીકે બાંધ્યો છે, કાલે અત્યારે વહુ પરણી લાવ્યા હતા તે બળી મુઇ છે. જમાદાર કહે એતો દરબારમાં એ રહી. રાજા શાલીવાહનનો છોકરો સદેવંત લેઈ આવ્યો છે શેઠ કહે ખરી વાત હશે કેમકે એજ કાલે કપટથી વહુ થઇને આવ્યો હશે. પછી પોતાનાં સગાં વહાલાંને બોલાવ્યાં ને બધી વાત કહી પછી બધા વાણીયા એકઠા થયા અને કહે છે.

**દોહરો**—વેદ થઇને આવીઓને, વળી લેઇ ગયો શાવળીંગા નાર; રાજદરબારે સંચરયોરે, રાજા વિરમદેને દરબાર

**ચોપાઇ**—શેઠ મળયા શાહુકાર, મળીને બાંધી ગોઠડી કોકની વહુ દીકરી; પરાણે શુ લેશો જડી. આજ નથી શેહેરમાં રાજ, હડ-તાળુ દો હાટડે; લીલા કવીનું કામ, ભુડું કરયું ભાટડે.

તમામ વાણીઆ એક સંપ કરી કહેછે કે એતો કપટ કરીને લેઇ ગયો પણ જો હાથમાં આવ્યો હોતતો મારીને કકડા કરી નાખત પણ શું કરીએ રાજના દરબારમાં ગયોછે. પછી સૌ એક સંપ કરી રાજાના દરબારમાં ગયા. ત્યાં રાજા બેઠાછે; ને જોડે સદેવંતને સાવળીંગા ઉઘાડે છોગે ઉભાછે પછી રાજા શેઠને જોઇ કહે છે.

**ચોપાઇ**—શેઠ મલ્યા શાહુકાર તેતો અમે જાણીઆ; સાચેરે સાચુ બોલો, વપારી તમે વાણીયાં રાજદરબારમાં કોમ અસત્ય ન-ભાંખજો; હોય કુંવરનો વાંક; તો માણસ છે તે સમજો.

રાજા કહેકે સાચે સાચુ બોલો જો કુંવરનો વાંક હોય તો તમારી બી તમે લેઈ જાઓ, રૂપાશા શેઠ તો પોતે શાવળીંગાને જોઇ નિચુ ઘાલ્યુ તે ઉંચુ પણ જોવાતું નથી શાવળીંગા કહે છે કે, હે રાજન એને હુ પરણી નથી મે મારી લઘીંગીઆ દાસી પરણાવીછે ને તે કરતાં ન માનેતો તમતો ગોર દેવજી વ્યાસ છે, તેને બોલા

વીને પુછો કે તેં કોને ચુડો પાનેતર પેહેરાવીને પરણાવા છે; એ સાંભળી રાજા શેઠને કહે છે. કે જો શેઠ એ વાત સાચી હોયતો છુટકો કરી ઘેર જાઓ, ને જુઠી હોયતો દેવજીને બોલાવો પછી શેઠ કહે છે.

દોહરો—કપાશા તો એમ બોલીયાને, રાજા સાંભળો મારી એક વાત: સદેવંતે તો ઝાઝી કરીને, મારૂ માણસ ન રહ્યું હાથ.

હે રાજા તમો કહોછો કે છુટકો કરો પણ વગર છુ છુટકે છુટકો છે કે તેને રહેવું નથી.પછી છુટકાનું શું કામ છે. એમ કહી પોતે ઘેર આવ્યા, હવે રાજા વિરમદે પોતાની કુંવરીને સદેવંત જોડે પરણાવા કાજે વડીઆં લગન લીધાં ને પોતે ચોરી બંધાવીને પોતાની કુંવરીને અને સાવળીંગાને પોતાને ઘેર પરણાવે છે.

ચોપાઇ—ચોરી બંધાવી ચાર, પ્રિતે પરણાવીયા; રાજેંદ્ર બેઠા એક બે કોરે રાણીયાં, ધવળ મંગળને ઘોળ; વધાવારે વાગીઆં; શુભલગને સાવધાન પ્રીતેથી પરણાવીઆં—પછી રાજા વીરમદેએ બંનેને કન્યાદાન દીધું ને વાજતે ગાજતે પરણાવ્યા પરણી ઉઠી પોતાના રંગમેહેલમાં ગયા પછી શાવળીંગા સદેવંતને કહેછે.

ચોપાઈ—વાહરે વાલમ વાહ જનમારો બધો હારીયાં કંથા તમારે કાજ રહીતી હું કુવારીયાં ૫૯૬

હે મહારાજ તમારૂ સારૂ જનમારો હારીને કુવારી રહીતી તો તમારૂ કામ તામ થયું ત્યારે સદેવંત કહે છે.

સોહલો—રગંધેસંગ અવતાર થયો જ્યાંય વિપ્ર થઈ હુ વર્યો તો ત્યાંય કપીલ થઈને વાગ્યમાં રહયો માર ખાવા મહારીને ઘેર ગયો ૫૯૭ સુડાતે વેશે નાગે ગળયા ચકવાચકવી થઇ દવમાં બળયાં મોર થઇ બાળયુંતુ અંગ વિપ્ર થઇ વધાવ્યુ તેને.

હે રાણી તારે કારણ સાત અવતાર એમ ભોગવવા પડયાં છે ને કહે છે કે કુવારી રહી તો કામ થયું પણ કે જો તુ કુંવારી ન રહી હોત તો હુ વળી તારા પાછળ રાજપાટ મુકીને ભટકત ફરત એમ કહી ત્રણ જણ સુતા છે.

ચોપાઈ—રંગમેહેલની માંય ત્રણે જણ સુઈ ગયાં સુખમાં સુતા. છોના લિજ નામતો અમર રહી ગયાં ૫૯૮

પોતાના વિધાત્રાએ લેખ લખ્યા હતા તે પ્રમાણે ૭ અવતાર. વિયોગ ભોગવી સાતમે અવતાર આટલુ દુખ સહી સજોગ ગતિને પામ્યા વધાશાનું પહોર થયું ક રાજાએ જવાની તઈયારી કરી.

**ચોપાઈ**—ધીધી વાગ્યા ઢોલ જાનરે જોડાવીયાં; અમીર ને ઉમરાવ સાથે સરવે ચાલીયાં ૭૦૦ રાજા વિરમદે કોય. કામતો ભલા કર્યા પરણી સદેવંત રાય ઘરદીશાએ પધારીયા ૭૦૧ ગોર આવીને કોય આશીશુ બહુ દીએ ભાટ ચારણુને કોય, દાન અતીશે દીયે.

**શોહલો**—સદેવંત રાજા નિસર્યા બહારે નગર લોક મળયારે ચાર શીખુ લુઇને જોડી જાન રાજા વિરમદેએ દીધાં માન બહુમાણ સરવેન દીધાં દાનમાં નહી જરા અભિમાન, વહેલા વહેલા તમે આવજો, સંદેશા સારા કહાવજો.

**કવીત છપ્પો**—કુંકણ દમણ કનોજ કચ્છપંચાલ તેલંતર સ્વેતબ બરામેશ્વર, સાત સાહેર જાડખડમેવાડ, ગુજરધર વેરાડખંડ, એટલા પાર, ઇડરવચ્ચે, શાખા બાંધી શાલીવાન ભોમ દક્ષણ ભોગવે ગઢક શેહેર મેવાડ, તેનાં રાજ સુગીપર નવકોટી મારવાડ ધજબંધ ધમ લાગર નવ લખી બજાર કોશ પચીશ ઞાનમે, શોભા શેહેરની જોઇ વારંવાર ઇંદ્ર વખાણે તે ફરતે સમુદ્ર ચોહેર તેપરે શાખા બાંધી સા લીવાંણ રાજ કરે એક ચકવે.રાજા વિરમદેએ સદેવંતને હાથીઘોડા રથ અને થોડું ઘણું લશ્કર આપીને હાથી વદાય કર્યોહવે સદેવંત રાજા ત્યાંથી પોતે પોતાના નગરમાં આયા.

**ચોપાઇ**—ધીધી વાગ્યાં ઢોલ શેહેર પોતાને આવીયાં આવ્યા મોહોલા માંય મોતીડે વધાવીયાં ગરીબ ગરબાના કોય દુખ સરવેના કાપીયાં; સરવ રાણી શીર મોડ, શાવળીગા પાટોધર થાપીયાં; થડ થડકે કોય કવેશ્વર કહી ગયા શાખી બાંધી શાલીવાન નામતો અમર રહી ગયાં

**દોહરો**—એવી પ્રિત્યુ કોઇક કરેને વળી શાખારે બાંધી શાલીવાન કોક કવેશ્વર કહી ગયાને એમનાં અમર રહી ગયા નામ, **સોહલો.**

**એ વારતા સંપુરણજ કરી વાણી નિરમળ રસિક ભરી; સદેવંત શાવળીંગાના પેહોંચ્યા કોડ, એક વાર બોલો જેજે શ્રી રણછોડ-**

**સમાપ્ત**

# !! વેચવાનાં તૈયાર છે !!

**દેવતાઈ જાદુગર**—મંત્ર જંત્ર તંત્ર અને જાદુનું પુસ્તક ચીત્રો સાથે. કીમત રૂ ૦—૮—૦

**ગમ્મત ઘંટ**—ફક્ત પેટ દાબીને હસવું હોય તો આ પુસ્તક મંગાવો. કીમત રૂ ૦—૪—૦

**ગેબી ગોળાઓ**—જેમાં સ્વપ્ને પણ નહીં સાંભળી હો તેવી ચમત્કારી દેવતાઈ વાતોનો સંગ્રહ છે. કીમત રૂ ૦—૪—૦

**રોગ નીવારણ**—ગુજરાતમાં રહી શકે, મુસાફરી વખતે અત્યંત ઉપયોગી વૈદકનો ગ્રંથ. કીમત રૂ ૦—૮—૦

એ શીવાય અમારે ત્યાં ફેનસી નોટપેપર, કવર, કાર્ડ, કંકોત્રી, લગ્નની, પજુસણની, દીવાળીની, કાર્ડ તથા કાગળમાં છાપેલી તૈયાર મળે છે ઘણી જાતનાં પુસ્તકો અને કંપનીના અડદના તથા મગની દાળના પાપડ લોટબંધ વેચાય છે.

મુ. અમદાવાદ
ઠે. રીચીરોડ

મળવાનું ઠેકાણું.
**જેસંગભાઈ મોતીલાલ શાહ કંપની**

## હારમોનીયમ.

**વીલાયતી બનાવટને ટકર મારે તેવા મજબુત ટકાઉ સસ્તા બનાવી વેચનાર.**

**મુ. અમદાવાદ.**
**ઠે. રીચીરોડ.**

**મલેક બાપુભાઈ માલેકસાહેબ**
**હારમોનીયમ શીક્ષક.**